સરલ ગુજરાતી ભાષામાં.

જ્યોતિષ વિષયની સરસ માહિતી

આપનારૂં પુસ્તક

# જ્યોતિષ સત્વ.

લખી છપાવી પ્રસિદ્ધ કરનાર

વઢવાણ શહેર નિવાસી


કૃષ્ણશંકર કાળીદાસ શુકલ.

"સવિતાગૌરી" "શૃંગાર-શ્રેણી" આદિ પુસ્તકોના કર્તા.

રાયપુર ખગડાવાડ-અમદાવાદ.



અમદાવાદ.

પાનકોર નાકે 'મનહર' પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ

ગણપતરામે છાપ્યું.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩.

આવૃત્તી ૧ લી. પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

સકળ સદ્ ગુણાલંકૃત. ઔદિચ્ય સહસ્ત્ર વિપ્ર
જ્ઞાતિ ભુષણ, સુપ્રસિદ્ધ યાજ્ઞિક કુળ
દિપક શ્રી રાજનગર નિવાસી

## રા. રાજ્યશ્રી જાની વિદ્યારામ દલસુખરામ.

મહાશય !

સ્વજ્ઞાતિ હિતનાં અનેક કાર્યો આપને મંગળ હસ્તે થવા પામ્યાં છે. શ્રી ભારત વર્ષિય ઔદિચ્ય બ્રહ્મ સમાજના એક અગ્રેસર નેતા તરિકે, સ્વજ્ઞાતિમાં ધાર્મિક તેમજ સંસારિક સુધારા દાખલ કરાવવા આપ સતત પ્રયાસ કરી રહ્યા છો, એટલુંજ નહિ કિંતુ બ્રહ્મ સમાજના ઘણાં ખરાં સંમેલનોમાં આપે હાજરી આપી ઉત્સાહી ભાગ લીધો છે. સ્વજ્ઞાતિ હિતાર્થે આપે લીધેલા આ મહદ્ શ્રમ ઔદિચ્ય બંધુઓ કદી ભુલી શકે તેમ નથી. રાજનગર અમદાવાદના જાણીતા અને ખાનદાન જાની કુળના એક અગ્રગણ્ય મહાશય તરિકે આપની કીર્તિનો સુવાસ કેવળ અમદાવાદમાં જ નહિ કિંતુ ઔદિચ્યોની વસ્તી જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં સર્વ સ્થળે એક સરખોજ ફેલાયો છે. નિઃસ્વાર્થ પણે સાચી સલાહ આપનાર તરિકે આપનું નામ અનેક મનુષ્યોના મુખે હર હમેશ સાંભળવામાં આવે છે. ખાનદાનુ અને

કીર્તિવંત કુળમાં જન્મ પામ્યા છતાં કેવળ સાદાઇ અને સરળતા રૂપી સદ્ ગુણોએ આપનામાં નિવાસ કર્યો છે. આ સર્વ આકર્ષક કારણો ઉપરાંત સ્વધર્મ અને જ્યોતિષ ઉપર આપ સંપૂર્ણ શ્રદ્ધા રાખો છો તેથી, તેમજ મારા પ્રતિ એક મુરબ્બીના જેવો સદ્‌ભાવ દર્શાવી સદા સર્વદા મને કીંમતી સલાહ આપો છો તેથી આકર્ષાઇ આ "જ્યોતિષ સત્વ" નામનું પુસ્તક આપનેજ અર્પણ કરી, પુસ્તક સાથે આપનું મુબારક નામ જોડી, હું મને પોતાને કૃતાર્થ થયો માનું છું. એજ શ્રી શ્રી શ્રી.

| | |
|---|---|
| મીતી જ્યેષ્ટ શુક્લ પક્ષની પૂર્ણિમા રાયપુર ભગડાવાડ **અમદાવાદ.** | **લી. હું છું.** ભવદિય કૃપાભિલાષી **કૃષ્ણશંકર કાળીદાસ શુક્લ વઢવાણ શહેર નિવાસી.** |

શ્રીયુત્ જાની વિદ્યારામ દલસુખરામ.



અમદાવાદના ઔદિચ્યસહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિના
જાણીતા અગ્રેસર.

# આભાર પત્રિકા.

આ પુસ્તક તૈયાર કરવામાં કાઠીયાવાડ સમાચાર પત્રના અધિપતિ અને માલેક રાજેશ્રી રેવાશંકર જગજીવન દવે જેઓ પોતે જ્યોતિષના એક કુશળ જ્ઞાતા છે તેમણે મને ઘણી સહાય આપી છે માટે આ સ્થળે તેમનો આભાર માનું છું.

કર્તા

# પ્રસ્તાવના.

આપણી આર્ય ભુમીના વિદ્વાન જ્યોતિષ શાસ્ત્રીઓએ જ્યોતિષ વિષય ઉપર સંપૂર્ણ પ્રકાશ પાડે તેવા અનેક ગ્રંથો લખેલા છે અને તેવા ગ્રંથો લખવામાં તેમજ જ્યોતિષ વિષયનું સંશોધન કરવામાં અગાધ બુદ્ધિ શક્તિનો ઉપયોગ તેમણે કર્યો છે, પરંતુ આ સર્વ ગ્રંથો સંસ્કૃત ભાષામાંજ લખાયેલા હોવાથી હાલના જમાનાના વાચકો માહેનાં થોડાજ તેનો સંપૂર્ણ લાભ લઇ શકે છે. વળી આ સર્વ ગ્રંથામાં એક એક વિષય ઉપર બહુજ લંબાણ વિવેચન કરવામાં આવ્યું છે તેથી એકજ વિષયને સંપૂર્ણ સમજતાં ઘણો સમય વ્યતિત કરવો પડે છે એ રીતે આખા જ્યોતિષ વિષયનું જ્ઞાન સપાદન કરવા માટે કેટલાક વર્ષો વિતાવવા પડે છે તેથી જ્યોતિષનું ઉત્તમ જ્ઞાન ધરાવનારા કુશળ જ્યોતિષ શાસ્ત્રીઓ હાલમાં ગણ્યા ગાંઠયાજ મળી આવે છે. આ સર્વ મુસ્કેલી દૂર કરવા માટે તેમજ જ્યોતિષ જેવા ગહન વિષયને સરલ અને સહજમાં સમજી શકય તેવો બનાવવા માટે અત્યંત મહેનત લઇ સાદી ગુજરાતી ભાષામાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનું સાહસ અમોએ ઉઠાવ્યું છે. આ ગ્રંથ જ્યોતિષ વિષયના અનેક પુસ્તકોના દોહન રૂપ છે એટલે દરેક ઉપયોગી બાબતોનો સાર સાર ગ્રહણ કરી તેમાં સમાવવામાં આવ્યો છે અને એટલા માટેજ તેને

"જ્યોતિષ સત્ર" એવું નામ આપવામાં આવ્યું છે. જ્યોતિષ વિષયના તદ્દન ભિન્ન અનુભવીઓને આ ગ્રંથ પ્રથમ દૃષ્ટિએ કદાચ કઠિન લાગશે પરંતુ એક બે વાર જોવાથી તુરત સમજી શકાય તેવો અને સહેલો જણાયા વિના નહિ રહે. જ્યોતિષના અભ્યાસીઓને માટે આ લઘુ ગ્રંથ ઘણોજ સહાયભુત અને ઉપયોગી થઇ પડશે, કેમકે તમામ ઉપયોગી બાબતોનો થોડો યા ઘણો સમાવેશ તેમાં કરવામાં આવ્યો છે. જ્યોતિષ વિષયના અનુરાગીઓ અને નવા શીખાઉઓને માટે આ લઘુ ગ્રંથ અવશ્ય ઉપયોગી જણાશે.

લી કર્તા.



# અનુક્રમણિકા

---

# જ્યોતિષ સત્વ.

## પ્રથમ વિભાગ.

**જન્મ કુંડળી એટલે શું:**—બાળકનો પ્રસવ થાય તે વખતે આકાશમાં રહેલા રવી, ચંદ્ર આદી ગ્રહોની જ્યોતિષ ગણત્રી અનુસાર નકી કરેલી સ્થિતિ હોય તેનું નામ જન્મ કુંડળી.

**જન્મ કુંડળીની આવશ્યકતા શીછે?**—હિંદુ જ્યોતિષ શાસ્ત્રીઓનું માનવું એવું છે કે બાળકના જન્મ વખતે આકાશમાં ફરતા રવી ચંદ્ર આદિ ગ્રહોની જે સ્થિતિ ગતી હોય તે ઉપરથી પ્રસવ થયેલ બાળકનું સુખ દુઃખ ભાગ્ય આયુષ્ય આદિ જાણી શકાય છે તેથી જન્મ કુંડળી કરાવવી એ હિંદુ જ્યોતિષ અનુસાર આવશ્યક બાબત છે.

વિદ્વાન જ્યોતિષ શાસ્ત્રી પાસે બાળકની જન્મકુંડળી કરાવવી જોઇએ કેમકે જ્યોતિષ વિષયનું સંપૂર્ણ જ્ઞાન નહિ ધરાવનારા અર્ધદગ્ધ જેવા જ્યોતિષીઓ પાસે જન્મ કુંડળી કરાવવાથી ઘણીવાર એવું બને છે કે ગ્રહની ગતીના ગણીતમાં સ્હેજ પણ ફેર થવાથી આખી કુંડળી ખોટી

જાય છે. એવી ખોટી કુંડળી અનુસાર જોયેલું ભાગ્ય પણ ખોટું પડે છે તેથી જ્યોતિષની કુંડળી ઉપરથી કેટલીક વાર લોકોની શ્રદ્ધા ઉઠી જાય છે.

જ્યોતિષની કુંડળી તૈયાર થયા પછી સૌથી પહેલાં જે જોવાનું છે તે એજ કે જન્મ કુંડળીમાં ચંદ્રની સ્થિતિ ઓવિ કેવી છે એટલે કે જન્મકાળે જ્યોતિષ શાસ્ત્રે ગણાવેલી બાર રાશીઓમાંથી કઈ રાશીનો ચંદ્રમા છે. પ્રસવ કાળના ચંદ્રમાની રાશી નકી થયા પછી બાળકનું નામ પાડવાનો પ્રથમ અક્ષર નકી થાય છે બાર રાશી અને તેમના અક્ષર નીચે મુજબ છે.

## બાર રાશીના નામ.

### દોહરો.

મેષ,[૧] વરખ,[૨] પછી મીથુન છે,[૩] કર્ક[૪] સિંહ[૫] ઉરધાર,
કન્યા[૬] તુલા[૭] તે પછી વૃશ્ચિક[૮] ધન[૯] નિરધાર;
મકર[૧૦] રાશી મન ધરો કુંભ[૧૧] મીન[૧૨] થી અંત,
બારે રાશી નામ આ શીખો રાખી ખંત.

મેષ, વરખ કે વૃશભ, મીથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ રીતે ક્રમે કરી બાર રાશીનાં બાર નામ છે.

# બાર રાશીના અક્ષરો.

## મનહર.

મેષ* તણા 'અ,લ,ઇ' ને વરખ તણા 'બ,વ,ઉ'
મીથુને 'ક,છ,ઘ' એવા અક્ષરો જણાય છે,
કર્ક 'ડ,હ' સિંહ 'મ,ટ' કન્યાને 'પા,ટ,ણ,' આપી
તુળા 'રા,તા' વીછી* 'ના,યા' નામથી જણાય છે.
ધન તણા 'ભ,ધ,ફ,ઢ' મકરને 'ખ,જ' બહાલા,
કુંભ 'ગા,શા' ખાસા નામે વિવેકે વંચાય છે,
મીન તણા બીન બીન અક્ષર ઘણા છે જેને,
'દ,થ,ચ,ક્ષ,ઝ,' ગણીને ગણીને ગણાય છે.

મેષ=અ,લ,ઈ, વરખ=બ,વ,ઉ, મીથુન=ક,છ,ઘ, કર્ક=ડ,હ
સિંહ=મ,ટ, કન્યા=પ,ટ,ણ, તુળા=ર,ત, વૃશ્ચિક=ન,ય,
ધન=ભ,ધ,ફ,ઢ, મકર=ખ,જ, કુંભ=ગ,શ, મીન=દ,થ,ચ,ક્ષ,ઝ,

---

* જન્મ કુંડળીના જે ભુવનમાં ૧ ની સંજ્ઞા લખી હોય ત્યાં મેષરાશી સમજવી અને પછી ક્રમવાર બધી રાશીઓ સમજવી.

* વૃશ્ચિક.

ઉપર મુજબ બાર રાશીના જુદા જુદા અક્ષરો નકી કરેલા છે. તે મુજબ કોઇ એક બાળકના પ્રસવ સમયે જ્યોતિષ કુંડળી અનુસાર દષ્ટાંત તરીકે ધારો કે ચંદ્ર સિંહ રાશીનો છે તો બાળકના નામનો પહેલો અક્ષર સિંહ રાશીના અક્ષરો મ, ટ, માંહેનો એક હોવો જોઇએ જેમકે મગનલાલ, મનસુખરામ, મણી, ટાકોરલાલ વિગેરે. એજ રીતે દરેક રાશીના ચંદ્ર ઉપરથી પ્રસવ પામેલા બાળકનું નામ કયા અક્ષર ઉપર પાડવું તે જોઇ લેવું.

## ચર સ્થીર અને દ્વી સ્વભાવ રાશીઓ.

મેશ, વૃશભ આદિ તમામ રાશીઓ ચર, સ્થીર, કે દ્વી સ્વભાવ આદિ ત્રણ પ્રકાર માહેના કોઇ પણ એક પ્રકારની હોય છે, નીચે આપેલા કોઠામાં જોવાથી કઇ રાશી કયા પ્રકારની છે તે જાણી શકાશે.

| ચર | સ્થીર | દ્વી સ્વભાવ. |
|---|---|---|
| મેશ | વૃશભ | મીથુન |
| કર્ક | સિંહ | કન્યા |
| તુલા | વૃશ્ચિક | ધન |
| મકર | કુંભ | મીન |

**શરીરમાં** જુદી જુદી રાશીઓ કયે સ્થળે રહેલી છે તે જાણવાનો કોઠો.

| | |
|---|---|
| મેશ=માથું | તુલા=પેડુ |
| વૃશભ=મુખ | વૃશ્ચિક=લીંગ |
| મીથુન=હાથ | ધન=જાંગો |
| કર્ક=હૃદય | મકર=સાથળ |
| સીંહ=ઉદર | કુંભ=બન્ને ઘુંટણુંને |
| કન્યા=કેડ | મીન=બન્ને પગ |

**નક્ષત્રનાં નામ**—બધાં મળીને ૨૭ નક્ષત્રો છે એ નક્ષત્રોના નામ નીચે મુજબ:—

૧ અશ્વીની, ૨ ભરણી, ૩ કૃતિકા, ૪ રોહીણી, ૫ મૃગશીર્ષ, ૬ આરદ્રા, ૭ પુનરવસુ, ૮ પુષ્ય, ૯ અશ્લેશા, ૧૦ મઘા, ૧૧ પુર્વા ફાલ્ગુની, ૧૨ ઉત્તરા ફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચીત્રા, ૧૫ સ્વાંતી, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા. ૧૮ જયેષ્ટા, ૧૯ મુળ, ૨૦ પુર્વાશાઢા, ૨૧ ઉત્તરાશાઢા. ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ટા, ૨૪ શત તારકા, ૨૫ પૂર્વા ભાદ્રપદ, ૨૬ ઉત્તરાભાદ્રપદ, ૨૭ રેવતી.

એ ઉપર જણાવ્યા પ્રમાણે કુલ સત્તાવિશ નક્ષત્ર ઉપરાંત અભિજીત નામનું એક નક્ષત્ર જ્યોતિષીઓ ગણી તમાં ગણે છે. આ નક્ષત્રનો સમાવેશ ઉત્તરાશાઢા નક્ષત્રમાં થઈ જાય છે. એટલે કે ઉત્તરાશાઢાના ચોથા ભાગમાંથી અને શ્રવણના પહેલા ભાગમાંથી કેટલીક ઘડીઓ લઈને તેનું એક જુદુ નક્ષત્ર બનાવવામાં આવે છે અને તેનું અભિજીત એવું નામ આપવામાં આવે છે.

યોગનાં નામ—બધા મળીને ૨૭ યોગ છે એ યોગનાં નામ નીચે મુજબ.

૧ વિષ્કંભ, ૨ પ્રીતી, ૩, આયુશ્માન, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતીગંડ, ૭ સુકર્મા, ૮ ધૃતી, ૯ શુલ, ૧૦ ગંડ, ૧૧ વૃદ્ધી, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ ૧૫ વજ્ર, ૧૬ સીદ્ધી, ૧૭ વ્યતિપાત, ૧૮ વરીયાન, ૧૯ પરીઘ, ૨૦ શીવ, ૨૧ સીદ્ધી, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુક્લ, ૨૫ બ્રહ્મા, ૨૬ ઐંદ્ર ૨૭ વૈધૃતી,

એ રીતે બધા મળીને ૨૭ યોગ છે અને દરેક યોગ પોતાના નામ પ્રમાણે ગુણ ધરાવે છે એટલે સારા યોગમાં જન્મ થાય તો જન્મ પામનાર પ્રતાપી અને કીર્તિવાન થાય છે અને નબળા યોગમાં જન્મનાર નબળું ફળ ભોગવે છે.

કરણનાં નામ અને કઇ તીથી એ ક્યાં ક્યાં કરણ હોય તેની સમજણ.

| શુદ | વદ |
|---|---|
| ૧ કિંસ્તુઘન, બવ | ૧ બાલવ, કૌલવ |
| ૨ બાલવ, કૌલવ | ૨ તેતીલ, ગીર |
| ૩ તેતીલ, ગીર | ૩ વણીજ, વીષ્ટી |
| ૪ વણીજ, વીષ્ટી | ૪ બવ, બાલવ |
| ૫ બવ, બાલવ | ૫ કૌલવ, તેતીલ |
| ૬ કૌલવ, તેતીલ | ૬ ગીર, વણીજ |
| ૭ ગીર, વણીજ | ૭ વીષ્ટી બવ |
| ૮ વીષ્ટી, બવ | ૮ બાલવ, કૌલવ |
| ૯ બાલવ, કૌલવ | ૯ તેતીલ, ગીર |
| ૧૦ તેતીલ, ગીર | ૧૦ વણીજ, વી |
| ૧૧ વણીજ, વીષ્ટી | ૧૧ બવ, બાલવ |
| ૧૨ બવ, બાલવ, | ૧૨ કૌલવ તેતીલ |
| ૧૩ કૌલવ, તેતીલ | ૧૩ ગીર, વણીજ |

૧૪ ગીર, વણીજ      ૧૪ વીષ્ટી શકુની

૧૫ વીષ્ટી, બવ      ૩૦ ચતુષ્પદ, નાગ

**ગ્રહોનાં નામ અને તેઓ કેટલા વખતમાં એક** રાશી બદલી બીજી રાશીમાં જાય છે તેની સમજણ—આકાશમાં દરેક ગ્રહો કાયમ ભમણુ કર્યા કરે છે એટલે એક રાશીમાંથી બીજી રાશીમાં અને બીજી રાશીમાંથી ત્રીજીમાં એમ નીરંતર ફર્યા કરે છે. આવી રીતે ફરતા જુદા જુદા ગ્રહો એક રાશીમાંથી બીજી રાશીમાં કેટલા વખતને અંતરે આવે છે તેનો જ્યોતિષના ગણીત અનુસાર નિર્ણય થઇ શકયો છે. આ નિર્ણય નીચે મુજબ છે.

સુર્ય—એક રાશીમાથી બીજી રાશીમાં ૧ માસને અંતરે જાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ચંદ્ર— | „ | „ | ૨¼ | દીવસને | „ | „ |
| મંગળ— | „ | „ | ૧½ | માસને | „ | „ |
| બુધ— | „ | „ | ૧ | „ | „ | „ |
| શની— | „ | „ | ૩૦ | „ | „ | „ |
| ગુરૂ— | „ | „ | ૧૩ | „ | „ | „ |
| રાહુ-કેતુ | „ | „ | ૧૮ | „ | „ | „ |
| શુક્ર— | „ | „ | ૧ | „ | „ | „ |

# બીજો વિભાગ.

## પ્રત્યેક ગ્રહ કઈ કઈ રાશીના સ્વામી છે તેની સમજણ.

### છપ્પા.

સીંહ રાશીનો રવી, ચંદ્ર વળી રાશ કરકનો,
મંગળ વૃશ્ચિક મેશ, બુધ કન્યાજ મિથુનનો,
ગુરૂ મીન કે ધન, તણો સ્વામીજ ગણાયે,
તુળ વૃશભનો શુક્ર, મકર કુંભ શની ભણાયે,
વળી રાહુ કન્યા રાશીનો, સ્વામી શ્રેષ્ટ મનાય છે.
એ રીતે રાશી પતી સઘળા ગ્રહો જણાય છે.

સિંહ રાશીનો સ્વામી સુર્ય, કરક રાશીનો સ્વામી ચંદ્રમા, વૃશ્ચિક અને મેશ રાશીનો સ્વામી મંગળ, કન્યા અને મિથુનનો સ્વામી બુધ, મીન અને ધન રાશીનો સ્વામી ગુરૂ, તુળા અને વૃશભ રાશીનો સ્વામી શુક્ર, મકર અને કુંભ રાશીનો સ્વામી શની અને કન્યા રાશીનો સ્વામી રાહુ એ રીતે જુદી જુદી રાશીઓના જુદા જુદા ગ્રહો સ્વામી ગણાય છે.

## ઉંચ નીચ ગ્રહોની સમજણ.

જન્મ કુંડળીમાં પડેલા ગ્રહો ઉપરથી તે ઉંચ રાશીના અગર નીચ રાશીના છે તે જાણવા માટે.

### છપ્પા.

મેશ તણો રવી હોય, ચંદ્ર જો હોય વરખનો.
મંગળ મકર હોય, હોય, જો ગુરૂ કરકનો.
બુધ કન્યાનો હોય, શુક્ર મીન રાશી કેરો,
તુળા કેરો શની મીથુને રાહુ ભલેરો;
જો એ રીતે ગ્રહ રાશીના હોય જન્મ કાળે પડયા,
કવી કૃશ્ન કહે તે ઉચ્ચના સુખ દાતા વિધ વિધ રૂડા.

મેશ રાશીનો સુર્ય, વખરાશીનો ચંદ્ર, મકર રાશીનો મંગળ, કર્ક રાશીનો ગુરૂ, કન્યા રાશીનો બુધ, મીન રાશીનો શુક્ર, તુલા રાશીનો શની, અને મીથુન રાશીનો રાહુ એ મુજબ જે જે રાશીના જે જે ગ્રહો હોય તો ઉચ્ચ રાશીના ગ્રહો કહેવાય છે. અને એવા ઉચ્ચ ગ્રહો ઘણુ રીતે સુખ આપે છે.

### છપ્પા.

તુળ તણો રવી હોય, હોય વૃશ્ચીક રાશીજો,

મંગળ રાશી કર્ક, હોય જો ગુરૂ મકરનો,

બુદ્ધ મીનનો હોય, શુક્ર કન્યા રાશીનો,

મેશ રાશીનો શની, રાહુ વળી ધન રાશીનો,

ને એ રીતે ગૃહ રાશીના હોય જન્મ કાળે પડયા,

કવી દૃશ્ન કહે તે નીચના દુઃખ દેતા વિધવિધ કુડાં.

તુલા રાશીનો સૂર્ય, વૃશ્ચિક રાશીનો ચંદ્ર, કર્ક રાશીનો મંગળ, મકર રાશીનો ગુરૂ, મીન રાશીનો બુધ, કન્યા રાશીનો શુક્ર, મેશ રાશીનો શની, અને ધન રાશીનો રાહુ, એ મુજબ જે જે રાશીના જેજે ગૃહો હોય તે નીચ રાશીના ગૃહો કહેવાય છે અને એવા નીચ રાશીના ગૃહો બહુ બહુ રીતે દુઃખ આપે છે.

હવે જો જન્મ કુંડળીમાં ઉચ્ચ રાશીના ગૃહો વધારે હોય તો તે મનુષ્યને ઘણું સુખ આપે, તેમ તેવા ગૃહો વાળો માણસ મોટો ભાગ્યશાળી અને સુખી તથા સ્વતંત્ર રીતે પાલન પોષણ કરનારો થાય.

જો નીચ રાશીના ગૃહો જન્મ કુંડળીમાં વધારે હોય તો મનુષ્યને ઘણું દુઃખ પડે તેમ તેવા ગૃહોવાળો માણસ પારકાની નોકરીથી અથવા હલકા ધંધાથી પોતાનો ઉદર નિર્વાહ ચલાવે એમ સમજવું.

## ગ્રહોની દ્રષ્ટિ.

ગ્રહો જે સ્થાનમાં પડ્યા હોય ત્યાંથી પોતાને અમુક અંતરે રહેલા સ્થાનોને જોઈ શકે છે. આવી રીતે જે જે સ્થાનોને તે દેખે છે તેને સ્થાનોપર તેમની દ્રષ્ટિ છે એમ કહેવાય છે. ગ્રહોની આ દ્રષ્ટિનું પ્રમાણ નીચે મુજબ છે.

મંગળ-પોતાથી ૪-૭-૮ ભુવનને સંપૂર્ણ દેખે છે.

ગુરૂ-પોતાથી ૫-૭-૯ ભુવનને સંપૂર્ણ દેખે છે.

શની-પોતાથી ૩-૭-૧૦ ભુવનને સંપૂર્ણ દેખે છે.

રાહુ-પોતાથી ૫-૭-૯-૧૨ ભુવનને સંપૂર્ણ દેખે છે.

પુન્ય ગ્રહ કે સારા ગ્રહો—ચંદ્ર, બુધ, શુક્ર, ગુરૂ

પાપ ગ્રહ—મંગળ, શની, રાહુ,

સમગ્રહ-સૂર્ય.

સુર્ય જો સારા સ્થાનમાં હોય અથવા સારા ગ્રહની સાથે રહેલો હોય તો તે સારો જાણવો. અને જો નરસા સ્થાનમાં હોય અથવા નરસા ગ્રહોનીસાથે રહેલો હોય તો પાપ ગ્રહ જાણવો.

મીત્ર, સમ, કે શત્રુ ગ્રહોનો ખુલાસો-

નીચે જણાવેલા કોઠા ઉપરથી કયા કયા ગ્રહો મીત્રાચારી, સમપણું ( એટલે શત્રુ નહિ તેમ મિત્ર પણ નહિ ) અને

શત્રુતા ધરાવે છે તે જોવું. આ સમજવાનું કારણ એછે કે એકજ સ્થાનમાં રહેતા તેમજ એક બીજાને જોતા જુદા જુદા ગૃહો મીત્ર સમ કે શત્રુ છે તે જાણવાથી તેતે સ્થાનોના ફળાધિશમાં વધઘટ કેટલી થાય તે જાણી શકાય.

| ગૃહ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| મીત્ર | ચંદ્ર મંગળ ગુરૂ | રવી બુધ | રવી ચંદ્ર ગુરૂ | રવી શુક્ર રાહુ | રવી ચંદ્ર મંગળ | બુધ શની રાહુ | બુધ શુક્ર રાહુ | બુધ શુક્ર શની |
| સમ | બુધ | મંગળ ગુરૂ શુક્ર શની | શુક્ર શની | મંગળ ગુરૂ શની | શની રાહુ | મંગળ ગુરૂ | ગુરૂ | ગુરૂ |
| શત્રુ | શુક્ર શની રાહુ | રાહુ | બુધ રાહુ | ચંદ્ર | બુધ શુક્ર | રવી ચંદ્ર | રવી ચંદ્ર મંગળ | રવી ચંદ્ર મંગળ |



# ત્રીજો વિભાગ.

**કુંડળીમાં રહેલાં જુદાં જુદાં સ્થળોના સંજ્ઞા નામ.**

૨-૫-૮-૧૧ એ ભુવનોને ક્રૂર કહે છે.

૫-૯ એ ભુવનોને ત્રીકોણ કહે છે.

૪-૮ એ ભુવનોને ચુતુષ્ર કહે છે.

૨-૧૨ એ ભુવનોને નેત્ર કે માર્ક કહે છે.

૬-૮-૧૨ એ ભુવનોને ત્રીકસ્થાન કે નેષ્ટ સ્થાન કહે છે.

૧-૨-૩-૪-૫-૭-૯-૧૦-૧૧ એ ભુવનોને શુભસ્થાન કહે છે.

૩-૬-૧૦-૧૧ એ ભુવનોને ઉપચયસ્થાન કહે છે.

૧-૨-૪-૫-૭-૯ ૧૨ એ ભુવનોને અનુંપચયસ્થાન કહે છે.

**જન્મ કુંડળીમાં રહેલાં બાર ભુવન અને તેથી શું શું જોઇશકાય તેની સમજણ.**

જન્મ કુંડળીમાં બધાં મળી બાર ભુવન હોય છે-તે બાર ભુવનમાં પડેલા જુદા જુદા ગૃહો ઉપરથી જ્યોતિષ શાસ્ત્ર આધારે શું શું જાણી શકાય છે તે નીચે મુજબ છે.

# બાર ભુવનનાં નામ.

મનહર છંદ

તનુ,[1] ધન,[2] બંધુ,[3] સુખ,[4] પુત્ર,[5] શત્રુ,[6] ભાર્યા,[7] મૃત્યુ,[8]
એવાં એવાં ક્રમે કરી ભુવનના નામ છે.
નવમા ભુવનને ભાગ્ય[9] દસમેથી રાજ્યસુખ[10]
એકાદશે લાભ[11] એવી ગણતી તમામ છે.
બારમા ભુવને વ્યય[12] ધામે ધામે થાઓ જય,
શીખતાં જ્યોતિષ ખરે હૈયે એવી હામ છે.

૧ તન, ૨ ધન, ૩ બંધુ, ૪ સુખ, ૫ પુત્ર, ૬ શત્રુ ૭ ભાર્યા,
૮ મૃત્યુ, ૯ ભાગ્ય, ૧૦ રાજ્ય સુખ, ૧૧ લાભ, ૧૨ વ્યય,

એ મુજબ બાર ભુવનના બાર નામ છે. સૌથી મથાળેનું અથવા જે સ્થળે 'લ' અથવા લગ્ન લખેલ હોય તે પ્રથમ એટલે તન ભુવન સમજવું અને ત્યાર પછી ક્રમે કરી બધાં ભુવનો સમજવાં.

કુંડળીમાં રહેલા બાર ભુવનો ઉપરથી શું શું જોઈ શકાય છે તે જાણવા વિશે.

પહેલા ભુવનમાં પડેલા ગ્રહ ઉપરથી—શરીરનો રંગ સુખ દુઃખ, અને આયુષ્ય.

બીજા ભુવનમાં પડેલા ગ્રહો ઉપરથી—ધંધો રોજગાર અને
લક્ષ્મીની પ્રાપ્તી.

ત્રીજા ભુવનમાં પડેલા ગ્રહો ઉપરથી—ભાઈ બાંહુ, સગાં
વહાલાં, ચપળપણું,
શુરવીરપણું, ચાકર
નોકર, જમીન, દેશ.

ચોથા ભુવનમાં પડેલા ગ્રહો ઉપરથી—માતાનું સુખ દુઃખ
મીત્ર ભેદ, વાડી વ-
ઝીફા વાહન, ક્ષેત્ર.

પાંચમા ભુવનમાં પડેલા ગ્રહો ઉપરથી—સંતાન સુખ, વીદ્યા
બુદ્ધી, ગર્ભધારણ,
મંત્ર, વાણી.

છઠ્ઠા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—શત્રુનો ભય, દારિદ્ર,
સગાંસ્નેહી, ભાઇઓ
વિગેરેની લેણાદેણી.

સાતમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—સ્ત્રીનું સુખ દુઃખ,
વેપાર વણજ દેશ
કે પરદેશમાં લાભ.

આઠમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—જીવન, મરણ, ગયે
વસ્તુ જડશે કે નહિ

કજીયા કંકાસમાં
જય કે પરાજય.

નવમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—ધર્મ, યજ્ઞ, બળીદાન
ઘરબાર અને ઇમા-
રતો વિગેરે બંધા-
વવી. ભાગ્ય.

દસમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—રાજ્યનું સુખ, વિદ્યા
ભાઇઓ અને પિ-
તાનું સુખ, વરસા-
દની ગણત્રી, છો-
કરા પૈસા.

અગીઆરમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—ધનધાન્ય, આ-
ભુષણ, હાથીઘોડા
વિગેરેનો લાભ, વિદ્યા
લાભ.

બારમા ભુવનમાં રહેલા ગ્રહો ઉપરથી—ખરચ, કૃષિકર્મ, કર્મ
વ્યય.

ઉપર જણાવેલાં બાર ભુવનમાં રહેલા જુદા જુદા ગ્રહોથી મનુષ્ય ઉપર કેવી અસર થાય તે નીચે જણાવેલું છે.

૧-તનભુવન          છપ્પા.

પ્રથમ ભુવનમાં સુર્ય હોય તો તનને ગરમી

શની વસેથી કષ્ટ અતિશય કરે આકરમી

મંગળ રક્ત વિકાર ખરેખર થાય શરીરે

બુધ ગુરૂ શુક્ર સોમ રહે વ્યાધી ન લગીરે.

સુખ પામે તનનું સર્વદા જ્યાં સુધી જગમાં જીવતો

કવી કૃષ્ણ કહે છે શુભ ગૃહે આતો માનવી તો થતો.

પહેલા એટલે તન=શરીર ભુવનમાં સુર્ય હોય તો મનુષ્યને ગરમીની પીડા રહે, શની હોય તો અનેક પ્રકારનાં દુઃખો થાય, મંગળ હોય તો લોહી વિકારના રોગો ઉત્પન્ન થાય, બુધ, ગુરૂ, શુક્ર અને ચંદ્ર એમાંથી કોઇ ગૃહ હોય તો શરીર નિરોગી રહે.

૨—ધન ભુવન.          છપ્પા

દ્વીતીય સ્થાનમાં શની રવી કે મંગળ હોયે,

જર વિણુ જાણો તેહ દેખીતો ફક્કડ જોયે,

ચંદ્ર બુધ કે શુક્ર વસે તો વિવિધ પ્રકારે,

વસુની વૃદ્ધિ થાય કદી નવ હોડે હારે,

વળી ગુરૂ પણ જર દેશે બહુ કીર્તિ ઠામે ઠામમાં,

કવી કૃષ્ણ કહે છે ધર્મથી જાશે અમર ધામમાં.

બીજા ભુવનમાં શની રવી કે મંગળ એ માંહેનો કોઇ ગ્રહ હોય તો તે મનુષ્યને ધન વિનાનો જાણવો. કદી બહારથી આડંબર જણાતો હોય તો પણ અંદર ખાને પોલમ પોલ સમજવું. ચંદ્ર, બુધ, કે શુક્ર એ માંહેનો કોઇ ગ્રહ હોયતો તે મનુષ્યને દ્રવ્યવાળો જાણવો. વેપાર રોજગારમાં તે ધન કમાય એમ સમજવું. જો ગુરૂ હોય તો ઘણો દ્રવ્યવાન સમજવો તેમજ તેની કીર્તિ પણ સ્થળે સ્થળે ઘણી ફેલાય અને આ લોકમાં ધન વડે સારા કામો કરી પર લોકમાં પણ તે સુખ મેળવે એમ જાણવું.

૩—બંધુ ભુવન છપ્પા.

તૃતિય સ્થાનમાં સુર્ય હોય તો શરીરે સુખીઓ,

ચંદ્ર કીર્તિ અત્યંત પુત્ર સંપતને રખીઓ;

મંગળ ક્રોધ વિશેષ ગુરૂ બુદ્ધિનો પુરો,

નમ્ર સ્વભાવે શુક્ર સુગુણે નહિ અધુરો;

કદી જો શની આ ભુવને વસ્યો વહાલો સ્વામી સર્વને

કવી કૃષ્ણ કહે છે જગ વિશે સદ્ગુણ સજી તજ ગર્વને.

ત્રીજા ભુવનમાં સુર્ય હોય તો શરીરે સુખી રહે. ચંદ્ર હોય તો ઘણો કીર્તિવાન થાય, બુધ હોય તો સુખ સંપતીવાળો અને આનંદી થાય, મંગળ હોય તો ક્રોધી સ્વભાવનો થાય, ગુરૂ હોય તો ઘણો બુદ્ધિવાન થાય, શુક્ર હોય તો નમ્ર સ્વભાવનો અને ગુણવાન થાય અને જેને શની હોય તેના ઉપર ઘણી સ્ત્રીઓ આશક્ત થાય તેમ તે ઘણી સ્ત્રીઓની પ્રીતિ મેળવે.

૪—સુખ ભુવન છપ્પા.

ચોથે ભુવને સુર્ય શની કે મંગળ હોયે,
દીર્ઘ કાળ રહે દુઃખ, સુખ પામે નહિ કોયે,
બુધરાજ મહારાજ વસેથી સુખ ભુવનમાં,
વધે વિશેશે માન વળી અધિકાર સુજનમાં,
વળી ચંદ્ર ગુરૂ ને શુક્ર પણ સુખ આપે સહુ બુધ સમ,
કવી કૃષ્ણ કહે સુખસ્થાન આ ચોથું જાણો સર્વજન.

ચોથા ભુવનમાં સુર્ય શની કે મંગળ હોય તો લાંબા વખત સુધી દુઃખ રહે, બુધ હોય તો સુખ મળે તેમ સારા માણસોથી માન પાન પમાય અને અધિકારની પ્રાપ્તિ થાય, ચંદ્ર ગુરૂ અને શુક્ર હોય તો પણ બુધના જેવા સુખ આપનારા થાય એ નકી સમજવું.

૫ પુત્ર ભુવન. છપ્પા.

સ્થાન પાંચમે સુર્ય હોય તો ક્રોધી પુરો,
પુત્ર પુત્રથી બુધ હોય તો ખચિત અધુરો;
ગુરૂ સોમ કે શુક્ર ચકી બહુ પુત્રો વાળો,
પામે સઘળાં સુખ દેહ દીસે રૂપાળો,
પણ જો મંગળ કે શની હોય પાંચમાં ભુવનમાં,
કવી કૃષ્ણ કહે તે ખચીત નવ પામે સંતતી સ્વપ્નમાં.

પાંચમા ભુવનમાં સુર્ય હોય તો સ્વભાવનો ક્રોધી હોય, બુધ હોય તો સંતાન થોડાં હોય, ગુરૂ ચંદ્ર કે શુક્ર હોય તો ઘણા પુત્ર થાય તેમ અનેક રીતે સુખ પામે, જો મંગળ કે શની હોય તો સંતતી થાય નહિ એ નક્કી સમજવું.

૬—શત્રુ ભુવન છપ્પા.

છઠ્ઠે સ્થાને મંગળ કે રવી હોય કદી જો,
શત્રુ વિનાનો તેહ સુખી નવ તેથી બીજો.
શની શત્રુથી પુજ્ય શુક્ર વિણ બુદ્ધિ જાણો,
બુધ મહા રોગીષ્ટ, ગુરૂ ગાંડો પરમાણો;

કદી હોય ચંદ્ર આ ભુવનમાં, અલ્પ જીવે અવની વિશે;
એવું શાસ્ત્ર પ્રમાણ છે ખોટું નહિ કદી એ થશે.

છઠ્ઠા સ્થાનમાં મંગળ કે સુર્ય હોય તો માણસને માથે શત્રુ હોય નહિ, તેમ તે અનેક રીતે સુખ ભોગવનારો થાય. શની હોય તો શત્રુઓ તેને સામા પગે પડતા આવે અને શત્રુઓ તેનાથી બહુ ત્રાસ પામે. શુક્ર હોય તો બુદ્ધિ વિનાનો થાય. બુધ હોય તો અનેક રોગો શરીરમાં ઉત્પન્ન થાય, ગુરૂ હોય તો ગાંડો થાય, અને ચંદ્ર હોય તો ટુંકા આયુષ્યવાળો થાય એવું જ્યોતિષ શાસ્ત્રનું પ્રમાણ છે.

૭—સ્ત્રી ભુવન. છપ્પા.

સમ ભુવનમાં સુર્ય શની કે મંગળ હોયે
નારી તેની ખચિત દુર્ગુણ કલેશી થાયે,
સંતતી સુખ પણ અલ્પ તેહ નર પામે પોતે,
શુક્ર ગુરૂ સંતાન સુખ પામે શુભ રીતે,
વળી ચંદ્ર બુધ ગુરૂ, શુક્ર સમ આપે સંતતી સુખ સૌ
કહે કૃષ્ણ, સુંદરી અવનિમાં, આવા નર પામે બહુ.

સાતમા ભુવનમાં સુર્ય શની કે મગળ હોય તેની સ્ત્રી હલકા કર્મ કરનારી, દુર્ગુણી અથવા કજીઆખોર

સ્વભાવની થાય, વળી તેને સંતાનનું સુખ પણ ઘણું થોડું હોય. શુક્ર અને ગુરૂ હોયતો સંતાનનું સુખ સારૂં મળે, તેમજ ચંદ્ર અને બુધ હોય તો તે પણ શુક્ર અને ગુરૂની પેઠે સંતાનનું સુખ આપે, તેમ તેવા પુરૂષ સ્વરૂપવાન અને સદ્‌ગુણી સ્ત્રી મેળવવા ભાગ્યશાળી થાય.

૮—મૃત્યુ ભુવન છપ્પા.

અષ્ટમ ભાવ વિચાર અધિકો ક્રૂરમાં આણો,
ગમે નહિ ગ્રહ કોય, હોય નહિ એકે સારો,
બુદ્ધી હલકી થાય, થાય શસ્ત્રેથી ઘાતો,
દુઃખ કષ્ટ સંતાપ, રોગ પણ તેને થાતો,
દુખીઓ રહે જગમાં સર્વદા, એકે ગ્રહ આ ભુવનમાં
ફરી દૃષ્ટ કહે સારો નથી, સત્ય પ્રમાણો સુજન આ.

આઠમા ભુવનનો વિચાર કરતાં જ્યોતિષીઓ એવા નિશ્ચય ઉપર આવ્યા છેકે એ ભુવનમાં એકે ગ્રહ સારો ગણાય નહિ. કેમ કે જો કોઈપણ ગ્રહ આ ભુવનમાં હોય તો બુદ્ધી હલકી કરે, અથવા શસ્ત્રથી ઘાત થાય, અનેક પ્રકારનુ દુઃખ થાય, સંતાપ અને રોગ ઉત્પન્ન થાય, અને ઘણી જાતનાં કષ્ટો આવી પડે.

૯—ભાગ્ય ભુવન.

છપ્પા.

ધર્મ વીણુ રવી હોય શની વીનુ બુદ્ધી જાણો,
મંગળ દુષ્ટ સ્વભાવ ખરે નરનો પરમાણો;
ચંદ્ર બુધ કે શુક્ર ધર્મનાં કૃત્યો કરતો,
ગુરૂપણ ધર્મે પ્રીત પ્રેમથી અધિકી ધરતો,
આ ભાગ્ય ભુવનમાં શુભ ગ્રહો પડયા હોય તો સર્વદા
કાપે કષ્ટો જન તણાં સંકટ નહિ દેખે કદા.

નવમા ભાગ્ય ભુવનમાં રવી હોય તો તેને ધર્મ ઉપર આસ્થા હોય નહિ, શની હોયતો બુદ્ધી વિનાનો હોય, મંગળ હોય તો ખરાબ સ્વભાવનો હોય, ચંદ્ર, બુધ કે શુક્ર હોય તો ધર્મ ઉપર આસ્થાવાળો અને ધાર્મિક વૃત્તિ વાળો હોય, ગુરૂ હોય તો ધર્મ ઉપર ઘણી પ્રીતિવાળો હોય, આ ભાગ્ય ભુવનમાં જો સારા ગ્રહો પડયા હોય તો જગતમાં જીવે ત્યાં સુધી મનુષ્ય સુખ ભોગવે.

૧૦—રાજ્ય સુખ.

છપ્પા.

રવી મંગળ કે શની કુકર્મી તે નર જાણો;
પુત્ર પુત્રીનું કષ્ટ દુષ્ટ પુત્રો પરમાણો;

ચંદ્ર કીર્તિ અત્યંત, બુધ બહુ સુંદર દેહે,
શુક્ર અતીશય દ્રવ્ય ગુરૂ નર ધર્મી હોયે
છે રાજ્યસુખ આ ભુવનનું નામ ધામ સુંદર ધરે,
જે આ ભુવને ગ્રહ પાધરા સર્વ કષ્ટ નરનાં હરે.

દસમા રાજ્યસુખ ભુવનમાં રવી મંગળ કે શની હોય તો માણસ હલકાં કામ કરનારો જાણવો. તેમજ તેને સંતાન તરફનુ દુઃખ હોય. અને પુત્રો ખરાબ આચરણવાળા થાય. ચંદ્ર હોય તો ઘણોજ કીર્તિવંત થાય, બુધ હોય તો સુંદર અને દેખાવડો થાય, શુક્ર હોય તો દ્રવ્યશાળી થાય, ગુરૂ હોય તો ધર્માત્મા થાય, આ રાજ્યસુખ નામના દસમા ભુવનમાં સારા ગ્રહો પડયા હોય તો મનુષ્યનાં સર્વ દુઃખનો નાશ થઈ જાય.

૧૧—લાભ ભુવન

છપ્પા.

અર્ક કદી જો હોય કષ્ટ દિલમાં નવ ધારે.
રાજ્ય થકી બહુ લાભ આભમાં પાઠુ મારે,
ચંદ્ર અતીશય દ્રવ્ય, મંગળે નૃપતી જેવો,
બુધ વિવેકી અને રૂપાળો મન્મથ તેવો,

ગુરૂથી સંતતી અધિક છે, દીર્ઘાયુ પણ તે થશે,

શુક્ર ગુણી જન જાણુંતો, શની કીર્તિ વધતી જશે.

અગીયારમા લાભ ભુવનમાં સુર્ય હોય તો તેને કોઇ પ્રકારે દુઃખ ન હોય, તેમ રાજ્ય તરફથી ઘણા લાભ થાય, તેમજ મોટો પરાક્રમી થાય. ચંદ્ર હોય તો અત્યંત દ્રવ્યવાન થાય, મંગળ હોય તો રાજા જેવો થાય, બુધ હોય તો ઘણોજ વિવેકી અને કામ દેવ સમાન રૂપાળો થાય, ગુરૂ હોય તો ઘણાં સંતાન વાળો અને દીર્ઘાયુશી થાય, શુક્ર હોય તો ગુણવાન થાય, અને શની હોયતો ઘણોજ કીર્તિવંત થાય.

૧૨—વ્યય ભુવન.

છપ્પા.

હોય નેત્રમાં રોગ વિરોધી સુર્ય સ્વભાવે,

મંગળ પાપી, બુધ દરિદ્રી, આળસ લાવે;

ચંદ્ર નેત્રનો કાણ, ગુરૂ બહુ નબળો દેહે,

શુક્ર ઉડાવે દ્રવ્ય, શની તીખો જન કહાવે.

જો બાર ભુવન આ ભાતથી શીખે હૈયે હામથી,

કવી કૃષ્ન કીર્તિ તે પામશે, નીશ્ચે ઠામે ઠામથી.

બારમા વ્યય ભુવનમાં સુર્જ હોય તો આંખમાં રોગ હોય અને સ્વભાવનો બધા સાથે વિરોધ રાખે તેવો હોય, મંગળ હોય તો પાપી હોય, બુધ હોય તો દરિદ્રી હોય, ચંદ્ર હોય તો આંખે કાણો હોય. ગુરૂ હોય તો શરીર ઘણું નબળું હોય, શુક્ર હોય તો ઘણો ઉડાઉ થાય, શની હોય તો તીખા સ્વભાવનો અને ચીડીયો થાય.

એ મુજબ બાર ભુવનમાં રહેલા ગ્રહોનો જુદો જુદો ભાવ છે તે જ્યોતિષી થવાની ઇચ્છાવાળાએ શીખી લેવો જોઇએ.



# ચોથો વિભાગ.



**લગ્ન સ્થાનમાં** રહેલા ગ્રહોથી મનુષ્ય પ્રકૃતી ઉપર થતી અસર.

લગ્નમાં સુર્ય હોય અને તેને મંગળની દ્રષ્ટિ હોય તો તે મનુષ્યને શ્વાસ, ક્ષયરોગ કે દમનું અથવા છાતીનું બીજું દરદ હોય.

લગ્નમાં રાહુ કે શની હોય તો તે મનુષ્યને પિશાચનો વળગાડ હોય.

લગ્નમાં મંગળ હોય અને સુર્ય તથા શનીની દ્રષ્ટિ હોય તો તે મનુષ્યને શસ્ત્રથી પીડા થાય.

ચર રાશીનું લગ્ન હોય અથવા લગ્નનો સ્વામી ચર રાશીમાં હોય તો તે મનુષ્યને ધંધા રોજગાર વિનાનો બિન ઉદ્યમી જાણવો.

ચર રાશીનું લગ્ન હોય, લગ્નનો સ્વામી પણ ચર રાશીમાં હોય, અને એ બન્ને સ્થળોને બીજા ચર રાશીમાં રહેલા ગ્રહો જોતા હોય તો પરદેશમાં ભાગ્યોદય થાય.

સ્થીર રાશીનું લગ્ન હોય, લગ્નનો સ્વામી પણ સ્થીર

રાશીમાં હોય અને એ બન્ને સ્થળોને સ્થીર રાશીમાં રહેલા ગ્રહો જોતા હોય તો સ્વદેશમાં ભાગ્યોદય થાય.

લગ્નનો સ્વામી પાપગ્રહ હોય અને તેને બીજા પાપ ગ્રહો જોતા હોય અથવા તેની સાથે બીજા પાપ ગ્રહો રહેલા હોય તો તે મનુષ્યને જન્મથીજ દુઃખી જાણવો.

લગ્નનો સ્વામી બળવાન થઇ કેંદ્ર સ્થાનમાં પડ્યો હોય અને તેના પર પાપગ્રહની દ્રષ્ટિ ન હોય તો ઘણો સુખી જાણવો.

**અન્ય સ્થાનોમાં** રહેલા ગૃહોથી મનુષ્ય પ્રકૃતી ઉપર **થતી અસર.**

ચોથા અને પાંચમા ભુવનમાં પાપ ગ્રહો હોય તો પ્રથમ અવસ્થા સુખી જાણવી.

જે માણસને કેંદ્ર સ્થાન, ત્રીકોણસ્થાન અથવા આઠમા ભુવનમાં પાપ ગ્રહ ન હોય, અને ગુરૂ કેંદ્ર સ્થાનમાં પડ્યો હોય તેને ઘણો સુખી જાણવો.

લગ્નમાં સુર્ય, ચંદ્ર કે ગુરૂ હોય તો સત્વગુણી થાય. બુધ કે શુક્ર હોય તો રજોગુણી થાય, અને ઘણો ગર્વિષ્ટ તેમજ મરજી મુજબ વર્તનારો થાય, શની કે મંગળ હોય તો ક્રોધી સ્વભાવનો અને તામસી થાય, તેમજ કપટી

ચુગલખોર, વ્યસની, દુરાચારી, હીંસક, પારકાની નીંદા કર-નારો અને ધર્મનો અનાદર કરનારો થાય.

જન્મ પત્રિકામાં જન્મ કુંડળી વિના બીજી કઈ કઈ કુંડળી હોય છે તેનાં નામ અને તે તે કુંડળીઓ ઉપરથી શું શું જોઈ શકાય છે તેની સમજણ.

જન્મ પત્રિકામાં જન્મ કુંડળી સિવાય હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, આદિ બીજી કેટલીક કુંડળીઓ હોય છે એ બધી કુંડળીઓ જ્યોતિષની ગણત્રી અનુસાર જન્મ પત્રિકા તૈયાર કરનાર જ્યોતિષી તૈયાર કરે છે. જ્યોતિષની સર્વે ગણત્રીઓનું અત્રે વિવેચન કરીએ તો આ પુસ્તક ઘણું લાંબુ થઈ જાય તેમજ આ પુસ્તક તૈયાર કરવાનો ઉદ્દેશ જ્યોતિષ વિષયનું ઉંડુ શિક્ષણ આપવા કરતાં તૈયાર થયેલી :જન્મ પત્રિકા આદિ જોતાં શીખવાનો ખાસ કરીને રાખેલો છે એટલે ઉપરની તમામ કુંડળીઓ તૈયાર કરવાનું જ્યોતિષ ગણીત અત્રે નહિ આપતાં જ્યોતિષીઓએ તૈયાર કરેલા એ કુંડળીઓ જોવાની અને તેનું ફળાધીશ નકી કરવાની રીત નીચે આપેલી છે.

હોરા કુંડળી–હોરા કુંડળીના પહેલા અને બીજા ભાવમાં ગ્રહો પડયા હોય તો ધનનું સુખ ઘણું હોય.

હોરા કુંડળીના પહેલા અને બારમા ભુવનમાં ગ્રહો

પડયા હોય તો ધનનું સુખ મધ્યમ હોય.

હોરા કુંડળીના બારમા ભુવનમાં ઘણા ગ્રહો પડયા હોય તો નિર્ધન થાય.

હોરા કુંડળીના પહેલા કરતાં બીજા ભુવનમાં ઘણા ગ્રહો પડયા હોય તો ઘણો ધનવાન જાણવો.

હોરા કુંડળીના લગ્નમાં ચંદ્રની રાશી હોય તો બાલ્યાવસ્થા દુઃખી ને પછી સુખી.

હોરા કુંડળીના લગ્નમાં સુર્યની રાશી હોય તો પહેલી અવસ્થા સુખી ને પછી દુઃખી.

હોરા કુંડળીનાં લગ્નનો સ્વામી સુર્ય હોય તો ખોટી ક્રિયામાં પ્રીતિવાળો, ધુતારો, કદરૂપો, લુચ્ચો, પાપ બુદ્ધિવાળો ક્રોધી, ધનહિન, કામી, પરસ્ત્રી લંપટ, અને ધર્મની નિંદા કરનાર થાય.

હોરા કુંડળીના લગ્નનો સ્વામી ચંદ્ર હોય તો ધર્માત્મા, રૂપાળો, સાલસ સ્વભાવનો, શાંત પ્રકૃતિવાળો, ધનવાન અને તમામ ઉત્તમ ગુણવાળો થાય.

દ્રેશકાણ કુંડળી-દ્રેશકાણ કુંડળીમાં લગ્નનો સ્વામી જે આંક રાશી પર બેઠો હોય તેટલાં ભાઇ બહેનોની

સંખ્યા જાણવી. પરંતુ તે સ્થાનમાં જેટલા પાપ ગ્રહો હોય અથવા તે સ્થાન પર જેટલા પાપ ગ્રહની દૃષ્ટિ હોય તેટલાં ભાઇ બહેનોનો વિનાશ થાય. અને તે સ્થાનમાં જેટલા શુભ ગ્રહો હોય અથવા તે સ્થાનને જેટલા શુભ ગ્રહો જોતા હોય તેટલાં ભાઇ બહેન હયાત રહે.

દ્રેશકાણ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીના લગ્નના સ્વામીનો મીત્ર હોય તો ભાઇઓ સાથે મીત્રાચારી રહે, સમ હોય તો સમપણું રહે અને શત્રુ હોય તો કજીઆ થાય અને ભાઇઓ ભાઇઓમાં દુશ્મનાવટ પેદા થાય.

દ્રેશકાણ કુંડળીના લગ્નમાં બેઠેલા ગ્રહો બળવાન હોય અથવા તે લગ્નનો સ્વામી બળવાન હોય તો પરાક્રમી થાય. પુરૂષ ગ્રહો બેઠા હોય તો ભાઇઓનું સુખ જાણવું. અને સ્ત્રી ગ્રહો બેઠા હોય તો બહેનોનું સુખ જાણવું.

દ્રેશકાણ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં છઠ્ઠે આઠમે કે બારમે સ્થાને રહેલો હોય તો તે માણસ આત્મ હત્યા કરે.

દ્રેશકાણ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં શત્રુના ઘરમાં બેઠો હોય અથવા શત્રુ ગ્રહ સાથે બેઠો હોય તો શત્રુથી મૃત્યુ થાય.

દ્રેશકાણુ કુંડળીનો સ્વામી જન્મ કુંડળીમાં મંગળ સાથે આઠમા ભુવનમાં બેઠો હોય તો તેના બંધુનું માર્ગમાં મૃત્યુ થાય અથવા પડી જવાથી મૃત્યુ થાય અને જો શની સાથે આઠમા ભુવનમાં બેઠો હોય તો ઝેરથી કે મિત્રથી મૃત્યુ થાય.

જો સર્વ ગ્રહો પાપ ગ્રહો સાથે જન્મ કુંડળીમાં આઠમે સ્થાને બેઠા હોય તો વીજળી પડવાથી મૃત્યુ થાય.

**સપ્તમાંશ કુંડળી**—સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીના આંકડા પ્રમાણે સંતાન સંખ્યા સમજવી.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી અસ્તનો હોય તો તેની સ્ત્રી વંધ્યા એટલે સંતાન વગરની જાણવી.

સપ્તમાંશ લગ્નનો સ્વામી નીચ રાશીનો હોય તો નબળા બાંધાનાં અને નઠારી ચાલનાં સંતાન જાણવાં.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં સુર્ય સાથે હોય તો તેના પુત્ર નેત્ર રોગી થાય.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી ગુરૂ શુક્ર સાથે જન્મ કુંડળીમાં હોય તો તેની પ્રજા પુન્યશાળી અને આયુશવાન થાય.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં શુક્ર સાથે લગ્નમાં હોય તો પુત્રીઓ ઘણી થાય.

સપ્તમાંશ કુંડળીનો સ્વામી પાપ ગ્રહ હોય અને તે જન્મ કુંડળીમાં લગ્નમાં રહ્યો હોય તો તે માણસ પુત્ર સુખ દેખે નહિ.

**નવમાંશ કુંડળી**—નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં લગ્ને બેઠો હોય તો નાનપણમાં વિવાહ થાય પરંતુ સ્ત્રી જીવે નહિ.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં ૬ કે ૮ સ્થાનમાં હોય તો તે પુરૂષનું લગ્ન થયા પછી સ્ત્રી ગુજરી જાય અને ફરી લગ્ન કરવું પડે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં દશમા સ્થાનમાં હોય તો તેને ભાગ્યશાળી સ્ત્રી મળે. અને ઉપરથી પહેલો ગ્રહ ધન ભુવનમાં બેઠો હોય તો તે પુરૂષને લગ્ન થયા પછી ધન મળે અને જો તે ગ્રહ ૧૨ મા ભુવનમાં બેઠો હોય તો તેને વ્યભીચારી અને ચોર સ્ત્રી મળે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં ૧૨ મા સ્થાનમાં બેઠો હોય પરંતુ સ્વ ગ્રહી હોય તો સ્ત્રી, પુરૂષને સંતોષ આપનારી મળે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી, ૨-૫-૭-૯-૧૧ મા ભુવનમાં હોય તો તેને સદ્‌ગુણી, પતિવ્રતા અને રૂપાળી સ્ત્રી મળે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી પાપ ગ્રહ હોય અને તેની સાથે જન્મ કુંડળીમાં પાપ ગ્રહો હોય તો તેની સ્ત્રી જુઠું બોલનારી, કઠોર સ્વભાવની, અને હલકા મનની થાય, પણ જો લગ્નનો સ્વામી શુભ ગ્રહ હોય તો તેની સ્ત્રી સારા સ્વભાવની વિવેકી અને નમ્ર હોય.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં ૮ મા સ્થાનમાં હોય તો તે પુરૂષ પોતાની સ્ત્રીનો ઘાત કરે. પરંતુ જો તેની સાથે ચંદ્ર હોય તો સ્ત્રી પોતાની જાતે પાણીમાં ડુબી મરે.

નવમાંશ કુંડળીમાં સૂર્ય અને રાહુ ૬ ઠા ભુવનમાં બેઠા હોય તો તેની સ્ત્રી ઝેર ખાઇને મરણ પામે. જો સુર્ય અને શુક્ર બેઠા હોય તો અગ્નીથી દાઝી મરે, બુધ બેઠો હોય તો લાકડું, લોઢું કે પથ્થર વાગવાથી મરણ પામે.

નવમાંશ કુંડળીના લગ્નના સ્વામીને જન્મ કુંડળીમાં ચંદ્ર દેખતો હોય તો, અથવા નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં ચંદ્ર સાથે બેઠો હોય તો તેની સ્ત્રી

ચંચળ, વ્યભીચરી, કપટી, અને પતી સાથે થોડો સ્નેહ રાખનારી થાય.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી, જન્મ કુંડળીમાં સ્વગ્રહી અથવા ઉંચનો અને શુભ ગ્રહ હોય અથવા મીત્રના ઘરમાં બેઠો હોય તો તેની સ્ત્રી સુખી થાય.

**દ્વાદશાંશકુંડળીના**—શુભા શુભ ગ્રહો ઉપરથી માતા પિતાનું સુખ દુઃખ જોઈ શકાય છે.

**ત્રીશાંશકુંડળીના** શુભા શુભ ગ્રહો ઉપરથી રીષ્ટ કષ્ટ જોઈ શકાય છે.

**જન્મ નીર્ણય**—એટલે જે વેળાએ બાળકનો પ્રસવ થાય તે વેળાએ જન્મ કાળના લગ્ન અનુસાર ગ્રહોની કુંડળી કરી તે કુંડળીમાં જુદા જુદા સ્થળોએ પડેલા ગ્રહો ઉપરથી કેટલીક અગત્યની માહીતી તુરતજ મેળવી શકાય છે તેમાની કેટલીકની સમજણ નીચે આપી છે.

**કેવા ઘરમાં**—બાળકનો જન્મ થયો હશે તે જાણવા વિશેઃ—

જો જન્મ કુંડળીમાં શની બળવાન હોય તો જે ઘરમાં બાળકનો પ્રસવ થયો હોય તે ઘર જુની બાંધણીનું અને જુના કાળનું હોય.

જો જન્મ કુંડળીમાં ચંદ્ર બળવાન હોયતો ઘર નવું અને તુરતનું બાંધેલું હોય, મંગળ બળવાન હોય તો એ ઘરમાં પ્રથમ આગ લાગેલી હોય, અને ફરી તેને બાંધેલું અથવા સુધારેલું હોય, જો સૂર્ય બળવાન હોય તો ઘર ઘણું મોટું અને લાંબા વખતથી બાંધેલું હોય. જો બુધ બળવાન હોય તો સ્વચ્છ અને જાત જાતના ચિત્રો કાઢેલું અથવા નવી નવી તરેહના ચિત્રો અને ફરનીચરવાળું ઘર હોય, અને જો શુક્ર બળવાન હોય તો એ ઘર નવુંજ અથવા તુરતનું ધોળેલું હોય.

**પ્રસુતાભેદ**—જન્મ કુંડળીમાં લગ્ન અને ચંદ્ર વચ્ચે જેટલા ગૃહો આવેલા હોય તેટલી સ્ત્રીઓ પ્રસવ કાળે ત્યાં હાજર હોય. અને એ ગૃહોમાં જેટલા શુભ ગૃહો હોય તેટલી સ્ત્રીઓ ખરે ખરી હિતેચ્છુ અને જેટલા પાપ ગૃહો હોય તેટલી સ્ત્રીઓ સારૂં જોઇને ખુશી ન થાય તેવી હોય.

**બાપ ક્યાં હોય**—જો જન્મ કુંડળીમાં લગ્નને ચંદ્ર દેખતો ન હોય અને સૂર્ય આઠમે કે નવમે સ્થાને હોય તો પ્રસવ થયેલા બાળકનો બાપ હાજર નથી.

જો સૂર્ય ચર રાશીમાં હોય તો બાપ પરદેશ છે એમ સમજવું.

જો સુર્ય સ્થીર રાશીમાં હોય તો બાપ પાસેજ છે એમ સમજવું.

જો સુર્ય દ્વીસ્વભાવ રાશીમાં હોય તો બાપ માર્ગમાં છે એમ સમજવું.

લગ્નમાં શની હોય અથવા મંગળ સાતમે હોય તોપણ બાપ હાજર નથી એમ સમજવું.

સુર્યથી ૫-૭-૯ માં સ્થાનમાં શની અને મંગળ સાથે હોય તો બાપ બંદીખાને પડેલો છે અથવા કોઈ જાતના બંધનમાં આવેલો છે એમ સમજવું.

સુર્ય ચર રાશીમાં હોય અને તેનાથી ૫-૭-૯ માં સ્થાનમાં શની મંગળ સાથે હોય તો બાપ પરદેશમાં બંદીખાનામાં છે એમ સમજવું.

જન્મ કુંડળીમાં સુર્ય અને ચંદ્ર એક ૬ ઠે અને બીજો ૧૨ મે સ્થાને હોય તો જન્મ પામનાર બાળકને એક આંખ નથી તેમજ તેનો વિવાહ જેની સાથે થશે તેને પણ એક આંખ નહિ હોય એમ સમજવું.

જો જન્મ કુંડળીમાં ૧૦ માં ભુવનમાં ચંદ્ર, ૭ માં ભુવનમાં શુક્ર, અને ૪ થા ભુવનમાં પાપ ગૃહો હોય તો તે માણસ કુટુંબનો વિનાશ કરી નાખે તેવો થાય એમ સમજવું.

જો જન્મ કુંડળીના ૭ મા ભુવનમાં બુધ અને શની બન્ને ગૃહો સાથે હોય તો તે મનુષ્ય રખાત રાખે એમ સમજવું.

જો જન્મ કુંડળીના ૭ મા ભુવનને ચંદ્ર અને શુક્ર દેખતા હોય અથવા તેજ સ્થાનમાં હોય તો તેને ઘણી બાયડીઓ થાય એમ સમજવું.

જન્મ કુંડળીમાં લગ્ન સ્થાનમાં ચંદ્ર, ૧૨ મા સ્થાનમાં શની અને પાપ ગૃહ લગ્નને જોતા હોય તો ક્ષેત્રજ જન્મ થયો છે એમ સમજવું.

જન્મ કુંડળીમાં પાપ ગૃહ સાથે સુર્ય ચંદ્ર હોય, લગ્ન ઉપર શની કે ચંદ્રની દ્રષ્ટિ ન હોય, રાહુ, કેતુ, શની અને શુક્ર સુર્યની સાથે હોય, અથવા બીજા ભુવનનો સ્વામી તે ગ્રહ સાથે હોય તો બાળક વ્યભીચારથી જન્મ પામ્યુ છે એમ સમજવું.

લગ્નમાં સુર્ય, અને ૪ થા ભુવનમાં રાહુ હોય તો જન્મ આપનાર માતાને પોતાના ધણીથી નહિ પરંતુ દીયર જેઠથી ગર્ભ રહ્યો છે અને તેથી બાળકનો જન્મ થયો છે એમ સમજવું.

ગુરૂ લગ્નને જરા પણ જોતો હોય તો પિતાથી નહિ પરંતુ બીજાના સંગથી ગર્ભ રહ્યો છે અને તેનાથી બાળકનો જન્મ થયો છે એમ સમજવું.

૪ થા કે ૧૦ મા ભુવનમાં સુર્ય શની અને મંગળ એ ત્રણે ગ્રહો સાથે હોય તો જન્મ પહેલાં પિતા મરણ પામેલ છે એમ સમજવું.

## શરીરનો રંગ કેવોહોય

લગ્નમાં ચંદ્રમા હોય અથવા લગ્નને ચંદ્ર જોતો હોય તો ગૌર વર્ણનો અને રૂપાળો થાય એમ જાણવું.

લગ્નમાં શની હોય અથવા લગ્નને શની જોતો હોય તો સ્યામ વર્ણનો જાણવો.

શરીરના જે અવયવની રાશીમાં સુર્ય અને મંગળનો વાસ હોય તે અવયવ ઉપર લાલ રંગનું કાંઇ ચિન્હ હોય એમ જાણવું.

શરીરના જે અવયવની રાશીમાં શની અને રાહુ હોય તે અવયવ ઉપર કાળું ચિન્હ અથવા કાળો તલ હોય એમ સમજવું.



# પાંચમો વિભાગ.

**બાળક ચિન્હ**—બાળકનો જન્મ થાય તે વેળાના ગ્રહોની સ્થિતિ ઉપરથી જન્મ પામનાર બાળકના શરીર ઉપર કોઇ ખાસ ચિન્હ હોય તો તે બાળકને નજરે જોયા વિનાજ માત્ર ગૃહોની સ્થિતિ ઉપરથી કહી શકાય છે તે નીચે મુજબ.

**દોહરા.**

બુધ ત્રીકોણે હોયને અવર ગૃહો બળ હીન,
તો પ્રસુતાના બાળને આંગુલી વૃદ્ધિ નવીન;
ચંદ્ર સ્વરાશી લગ્નમાં, મંગળ શની કદી જોય,
તો તે બાળક કુબડું જન્મ કાળથી હોય;
મીન રાશીનું લગ્નને ચંદ્ર શની કુજ જોય,
તો તે બાળક પાંગળું જન્મ કાળથી હોય;
લગ્ન માંહી ભાનુ શશી તેને શની કુજ જોય,
જન્મ અંધ બાળક તણો જાણો જ્યોતિષ હોય;
સીંહ લગ્નમાં સુર્યને તેને શની કુજ જોય,

તો તે જન્મણી આંખનું કાણું બાળક હોય;

સીંહ લગ્ન સુરજ શશી, શુભાશુભ ગ્રહ જોય,

તત્તે બાળક જન્મથી પુષ્પિત આંખે જોય;

સીંહ લગ્નમાં ચંદ્રને શની કુજ જોય સુજાણુ,

તત્તે ડાબી આંખનું કાણું બાળક જાણુ,

કોઇ ગ્રહે દેખ્યા વિના લગ્ને ચંદ્રજ હોય,

તત્ત માણુસ વિણુ અત્તરનો, જન્મ જ્યોતિષી હોય.

શષ્ટમ,, સપ્તમ, અષ્ટમે, પાપ ગ્રહોનો વાસ.

બાળક પ્રસુતા બેયનો, કહો જ્યોતિષી નાશ.

ત્રીકોણ સ્થાનમાં બુધ હોય અને બાજા ગ્રહો બળ પામ્યા વિનાના હોય તો જન્મ પામનાર બાળકને એક આંગળી વધારે હોય, ચંદ્ર પોતાની રાશીનો રહીને લગ્નમાં હોય અને તેના ઉપર મંગળ શનીની દ્રષ્ટી હોય તો તે બાળક ડોળ વિનાનું કદરૂપુ હોય, મીન રાશીનું લગ્ન હોય અને તેને ચંદ્ર શની કે મંગળ જોતા હોય તો તે બાળક પાંગળુ હોય, લગ્નમાં સુર્ય અને ચંદ્ર હોય અને તેના ઉપર મંગળ શનીની દ્રષ્ટિ હોય તો તે બાળક જન્મથીજ આંધળું હોય, સીંહ રાશીનું લગ્ન હોય અનેલગ્નમાં સુર્ય હોય અને

તેના પર શની મંગળની દ્રષ્ટિ હોય તો તે બાળક જમણી આંખે કાણું જાણવું, સીંહ રાશીનું લગ્ન હોય અને લગ્નમાં સુર્ય ચંદ્ર હોય અને તેમના ઉપર શુભ અને અશુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે બાળકની આંખમાં ફુલું પડેલું જાણવું, સીંહ રાશીનું લગ્ન હોય અને લગ્નમાં ચંદ્ર હોય અને તેના ઉપર મંગળની કે શનીની દ્રષ્ટિ હોય તો તે બાળક ડાબી આંખે કાણું જાણવું, લગ્નમાં ચંદ્ર હોય અને તેના ઉપર બીજા કોઇ પણ ગ્રહની દ્રષ્ટિ ન હોય તો મનુષ્ય સિવાય બીજો કોઇ જનુરોજ જન્મ થયો છે એમ જાણવું. ૬–૭–૮ સ્થાનમાં પાપ ગ્રહો હોય તો જન્મ પામનાર બાળક અને તેની માતા બન્નેનું મરણ થાય છે.

## સ્ત્રીની જન્મ કુંડળી જોવાની સમજણ.

### દોહરો.

બુધ શુક્ર લગ્નેજ કળા કુશળ એ નારી
લગ્ને શુભ ગ્રહ હોય તો ઘણા સુખ ગુણવાળી
વૃષભ સીંહ કન્યા અને વૃશ્ચિકમાં શશીવાસ
તો તે સ્ત્રીને સંતતી ઓછી જાણવી ખાસ.
મંગળ બુધ ગુરૂ અને શુક્ર બળ પામેલ
જ્યોતિષી જેહને કહો બ્રહ્મનીષ્ટ થયેલ.

પાપ ગૃહે જોયેલ અને પાપ રાશીજ ક્ષેત્ર

હોયન તેને છોકરાં કહે જ્યોતિષી અત્ર

સપ્તમ સ્થાને બેયકે વધુ શુભ ગૃહ હોય

રાજાની તે માનીતી, રાણી જગની જોય

સપ્તમ ભુવને રાહુ તો, કુળ કલંક દેનાર

લગ્ન શશીથી સપ્તાષ્ટમે, પાપ ગૃહે વિપ્રરાજ

શુભ ગૃહે નવ જોયેલ જો લગ્ન ચંદ્ર નિરધાર

પાપ ગૃહો વચ્ચેજતો, ઉભય કુળ નાશ થનાર

સપ્તમ ભુવને કર્કના, રવી કે મંગળ હોય

આશક તે પર પુરૂષમાં, ચતુર જ્યોતિષી જોય

અષ્ટમ સ્વામી સપ્તમે સપ્તમ સ્વામી અષ્ટ

પાપ ગૃહે જોયેલ તો બાળ રાંડ છે સ્પષ્ટ

અષ્ટમ ગુરૂ કે શુક્ર તો ગર્ભપાત થાનાર

અથવા જાણો મૃત પ્રજા જ્યોતિષ શાસ્ત્ર વિચાર

અષ્ટમ મંગળ હોય તો લંપટ તેહ ગણાય

અષ્ટમ શનિશ્વર હોય તો સ્વામી રોગી ભણાય.

લગ્નમાં બુધ અને શુક્ર હોય તે સ્ત્રી ઘણી હુંશીયાર જાણવી, લગ્નમાં શુભ ગૃહો હોય તો ઘણી સુખી જાણવી, વૃશભ સિંહ કે કન્યા રાશીમાં જો ચંદ્રમા હોય તો તે સ્ત્રીને સંતાન થોડાં થાય. મંગળ, બુધ, ગુરૂ અને શુક્ર એ ગૃહો જો બળવાન હોય તો તે સ્ત્રી બ્રહ્મ જ્ઞાનવાળી થાય. સંતાન ભુવન પાપ રાશીનું હોય અને તેના ઉપર પાપ ગૃહોની દ્રષ્ટિ હોય તો તે સ્ત્રીને છોકરાં થાય નહિ. સાતમા ભુવનમાં બે અથવા તેથી વધારે સારા ગૃહો હોય તો રાજાની માનીતી રાણી થાય, સાતમા ભુવનમાં રાહુ હોય તો કુળને કલંક દેનારી થાય, લગ્ન અને ચંદ્રમાથી ૭–૮ ભુવનમાં પાપ ગૃહો હોય તો વિધવા થાય, લગ્ન અને ચંદ્ર ઉપર જો શુભ ગૃહોની દ્રષ્ટિ ન હોય અને તેમની વચ્ચે પાપ ગૃહો રહેલા હોય તો માતા પિતાનું અને સાસરાનું બન્ને કુળનો નાશ કરનારી થાય. સાતમું ભુવન કર્ક રાશીનું હોય અને તેમાં સુર્ય કે મંગળ રહેલા હોય તો તે પારકા પુરૂષમાં આશક્તિવાળી થાય. આઠમા ભુવનનો સ્વામી સાતમા ભુવનમાં હોય અને સાતમા ભુવનનો સ્વામી આઠમા ભુવનમાં હોય અને તેમના ઉપર જો પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય તો તેને બાળ વિધવા જાણવી. આઠમા ભુવનમાં ગુરૂ કે શુક્ર હોય તો તેને ગર્ભપાત થાય અથવા તો મરેલી પ્રજા અવતરે. આઠમા ભુવનમાં મંગળ હોય તો તે વિશયલંપટ હોય અને જો આઠમા ભુવનમાં શની હોય તો તેનો સ્વામી રોગી હોય.

# છઠ્ઠો વિભાગ.

## બળવાન ગ્રહોની સારી નરસી અસર.

જન્મ કુંડળીમાં સુર્ય અને મંગળ બળવાન હોય તો શરીરમાં ગરમી ઘણીજ રાખે, બુધ બળવાન હોય તો શરીર પુષ્ટ થાય, ગુરૂ બળવાન હોય તો શ્રવણુ ઇંદ્રી ( કાન ) તીવ્ર હોય, શુક્ર બળવાન હોય તો તૃષા ઘણી લાગે, અને શની બળવાન હોય તો વાયુ પ્રકૃતી રહ્યા કરે.

**નબળા કે નડતા ગ્રહો માટે વ્રત અને પુન્યદાન**

પોતાની જન્મ રાશીથી કે નામ રાશીથી નબળા ભુવનમાં પડેલા ગ્રહો જ્યારે નડતા હોય ત્યારે તેમને અનુકુળ કરી લેવા માટે અમુક દાન પુન્ય અને વ્રત વિગેરે કરવામાં આવે છે તેની સમજણ.

નબળા સુર્ય માટે—સોનું, ત્રાંબુ રાતું નંગ, ઘઉં, ગાય, ગોળ, રાતુ લુગડું, અને બીજી રાતા રંગની વસ્તુઓનું દાન કરવું સુર્યના મંત્રનો ૭૦૦૦ વાર જપ કરવો અને રવિવારને દિવસ વીધી પુર્વક ઉપવાસ કરવો.

નબળા ચંદ્ર માટે—સોનું, રૂપું, ધોળું નંગ, ચોખા ગાય, ઘી અને ધોળી વસ્તુનું દાન કરવું. ચંદ્રના મંત્રનો ૧૧૦૦૦ વાર જપ કરવો અને સોમવારને દહાડે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા મંગળ માટે—સોનું, ત્રાંબુ, રાતુ નંગ, લાલ રંગનું પશુ, ગોળ, રાતું વસ્ત્ર, અને રાતું ધાન્ય દાનમાંઆપવું, મંગળના મંત્રનો ૧૦૦૦૦ વાર જપ કરવો અને મંગળવારને દિવસે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા બુધ માટે—સોનું, કાંસુ લીલા રંગનુ નંગ, મગ, હાથી, ઘી, લીલું વસ્ત્ર અને લીલા રંગની વસ્તુઓનું દાન કરવું. બુધના મંત્રનો ૪૦૦૦ વાર જપ કરવો અને બુધવારને દિવસે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા ગુરૂ માટે—સોનું, કાસું, પીળું નંગ, સીસું, ચણા, ઘોડો, શાક, પીળું વસ્ત્ર અને પીળીવસ્તુઓનું દાન કરવું, ગુરૂના મંત્રનો ૧૯૦૦૦ વાર જપ કરવો, અને ગુરૂવારે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા શુક્ર માટે—સોનું, રૂપું, હીરા, ચોખા, ઘોડા, ઘી, રંગ બેરંગી વસ્ત્ર અને ધોળી વસ્તુઓનું દાન કરવું. શુક્રના મંત્રનો ૧૬૦૦૦ વાર જપ કરવો અને શુક્રવારે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા શની માટે—સોનું, લોઢું, કાળું નંગ, અડદ, ભેંસ, તેલ, બકરી, કાળું વસ્ત્ર અને કાલી વસ્તુઓનું દાન કરવું. શનીના મંત્રનો ૨૩૦૦૦ વાર જપ કરવો અને શની-વારે વીધી પૂર્વક ઉપવાસ કરવો.

નબળા રાહુ માટે—સોનું, સીસું, કાળું નંગ, તલ, ઘોડો, તેલ, કાળું વસ્ત્ર અને કાળી વસ્તુઓનું દાન કરવું. રાહુના મંત્રનો ૧૮૦૦૦ વાર જપ કરવો.

નબળા કેતુ માટે—સોનું, સીસું, લીલું નંગ, તલ, બકરી, તેલ, કાળું વસ્ત્ર, અને કાળી વસ્તુઓનું દાન કરવું, કેતુના મંત્રનો ૧૭૦૦૦ વાર જપ કરવો, અને પીંપળાના ઝાડની પ્રદક્ષિણા કરવી.

# સાતમો વિભાગ.

## મહાદશા અંતર દશાની સમજણ.

પ્રત્યેક જન્મધારી મનુષ્યને અમુક ગ્રહની મહાદશા અને અમુકગ્રહની અંતરદશા હમેશાં હોય છે. જો મહાદશા અંતરદશા બળવાન અને સારા ગ્રહોની હોયતો જ્યાં સુધી તે ગ્રહની દશા ચાલુ રહે ત્યાં સુધી માણસ સુખ ભોગવે છે અને જો મહાદશા અંતરદશા નબળા ગ્રહની હોય તો મનુષ્યને અનેક જાતનાં દુઃખ ભોગવવાં પડે છે. જન્મ કાળથી મહાદશા અંતર દશાની ગણત્રી કરવાની રીતિ જ્યોતિષ શાસ્ત્રીઓએ નીચે મુજબ કહેલી છે.

જે દિવસે બાળકનો પ્રસવ થાય તે દિવસે દીનીયું નક્ષત્ર કયું છે તે પંચાગમાં જોઇ લેવું. પછી તે નક્ષત્રની કેટલી ઘડી વીતી ગયા પછી જન્મ થયો છે તે જોવું અને એ બન્ને નકી થયા પછી નીચેની ગણત્રી મુજબ જોઇ જ-ન્મકાળની મહા દશા કઈ છે નકી કરવું.

આરદ્રા, પુનરવસુ, પુષ્ય, આશ્લેશ એ ચાર નક્ષત્રમાં બાળકનો પ્રસવ થયો હોય તો તેનો જન્મ રવીની મહા દશામાં થયો છે એમ સમજવું. જો આરદ્રાની પહેલી ઘ-

દીમાં જન્મ થયો હોય એટલે આરદ્રા બેસતાંજ જન્મ થયો હોય તો બાળકને છ વરસની સુર્યની મહા દશા છે એમ સમજવું અને તે પછી ક્રમે કરી બધી મહાદશાઓ ભોગવવી પડે. જે આરદ્રા વીતી ગયા પછી પુનરવસુ નક્ષત્ર બેસતાં પ્રસવ થાય તો રવીની મહા દશાનું દોઢ વરસ વીતી ગયું છે અને બાકી સાડાચાર વર્ષ રહ્યાં છે એમ સમજવું એજ રીતે અનુક્રમે ઉપર જણાવેલાં ચાર નક્ષત્રોમાંથી એક નક્ષત્ર વીતી થયા પછી દોઢ વરસ ઓછું થતું જાય. વળી દરેક નક્ષત્રની જેટલી ઘડી વીતી ગયા પછી પ્રસવ થાય તેટલી ઘડીને ૯ થી ગુણતાં જે આંક આવે તેટલા દહાડા સુર્યની મહાદશાના વીતી ગયા છે એમ સમજવું. **દ્રષ્ટાંત**—એક મનુષ્યનો જન્મ થયો તે વખતે પંચાગમાં જોતાં દીનીયું નક્ષત્ર પુષ્ય છે અને પુષ્ય નક્ષત્રની ત્રણ ઘડી વીતી ગયા પછી જન્મ થયો છે એવો નીશ્ચય આપણે કર્યો તો સુર્યની મહા દશાના કેટલાં વર્ષ વીતી ગયાં અને કેટલાં બાકી રહ્યાં તે નીચેની રીતિએ ગણવું.

આરદ્રા વીતી ગયું એટલે દોઢ વર્ષ ઓછું થયું પુનરવસુ આખું વીતી ગયું એટલે દોઢ વર્ષ ઓછું થયું, પુષ્ય નક્ષત્રની ત્રણ ઘડી વીતી ગઇ એટલે ૩×૯=૨૭ દહાડા ઓછા થયા એ મુજબ ત્રણ વરસ અને સતાવીશ દહાડા સુર્યની મહા દશાના વીતી ગયા છે અને બાકી બે વરસ અગીયાર માસ અને ત્રણ દીવસ એ મહા દશાના

બાકી છે એમ સમજવું. આ ગણત્રી મુજબ દરેક ગ્રહની મહા દશાનાં નક્ષત્રો તથા અમુક નક્ષત્ર અને અમુક ઘડી ભોગવાયા પછી જન્મ કાળની મહા દશા કેટલી વીતી જાય તેની સમજ નીચે આપી છે.

પ્રત્યેક ગ્રહની મહાદશા કેટલા વર્ષની હોય તે જાણવા વિશે.

### મનહર છંદ.

રવીની દશાનું ખટ વરસ પ્રમાણ અને,

શશીની દશાનાં ભલાં વરસ પંદર છે,

મંગળનાં વર્ષ આઠ ખંત થકી પઢો પાઠ,

બુધનો પ્રભાવ દસ સાતની અંદર છે;

પછી શની દસ તણો ગુરૂ ઓગણીશ ગણો,

રાહુ તણું રાજ કાજ બારની અંદર છે;

વળી વર્ષ વીશ એક ગ્રહ શુક્ર આવે છેક,

શીખતાં ધરી વિવેકપાઠ તો સુંદર છે.

રવીની દશા છ વર્ષની બેસે તેનાં નક્ષત્રો.

| | |
|---|---|
| આરદ્રા. = ૧ાા વરસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો એક ઘડીએ નવ દહાડા ઓછા થાય અને એ પ્રમાણે ચારે નક્ષત્રના દહાડા ઓછા થતા જાય. |
| પુનરવસુ = ૧ાા વરસ | |
| પુષ્ય = ૧ાા વરસ | |
| આશ્લેશા = ૧ાા વરસ | |

**રવીની દશાનું ફળ.**

ચીંતા અતીશે રવીની દશામાં,
શક્તિ ઘટાડે પઇના ખીસામાં;
ટંટો અને વેર વિશેષ્ય વાધે,
દેશાટણે દુર રવીરાજ કાઢે.

સુર્યની દશામાં ઘણી જાતની ચીંતા થાય, શરીર અશક્ત થાય, દ્રવ્યનો નાશ થાય, કજીઆ કંકાસ થાય અને પરદેશ જવું પડે.

---

ચંદ્રની દશા પંદર વરસની એસે તેના નક્ષત્રો

| | |
|---|---|
| મઘા = ૫ વરસ<br>પુર્વાફાલ્ગુની =૫ વરસ<br>ઉતરા ફાલ્ગુની=૫ વરસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો એક ઘડીએ ૩૦ દહાડા ઓછા થાય અને એ પ્રમાણે ત્રણે નક્ષત્રના દહાડા ઓછા થતા જાય |

**ચંદ્રની દશાનું ફળ.**

શશીની દશામાં સુખ સૌ મળે છે,
શત્રુ રહે ના દુઃખ સૌ ટળે છે.

સંતાને લક્ષ્મી આવે વધારે,

તો ખાર સ્વારી તણું સુખ ભારે.

ચંદ્રની દશામાં દ્રવ્ય મળે, હાથી ઘોડા અને વાહનનુ-સુખ મળે, મીષ્ટ ભોજન મળે, ઘરેણાં અને કપડાનું સુખ મળે, પુત્ર થાય. અને શત્રુનો નાશ થાય.

---

મંગળની દશા આઠ વરસની એસે તેના નક્ષત્રો.

| | | |
|---|---|---|
| હસ્ત=૨વરસ | } | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો એક ઘડીએ બાર દહાડા ઓછા થાય, અને એ પ્રમાણે ચારે નક્ષત્રના દહાડા ઓછા થતા જાય. |
| ચીત્રા=૨વરસ | | |
| સ્વાતી=૨વરસ | | |
| વીશાખા=૨વરસ | | |

**મંગળની દશાનું ફળ.**

જ્યારે દશા મંગળ રાજ આવે,

હથીયાર ને અગ્ની ભયતો કરાવે,

લોહી તણો થાય બિગાડ ભારે,

ચીંતા વધે લક્ષ્મી લગીર ના રહે.

મંગળની દશામાં હથીયારથી ઘાત થાય, અગ્નીનો ભય થાય, દ્રવ્યની હાની થાય, તાપ તથા ગરમીની પીડા થાય, લોહીનો બીગાડ થાય, અને સ્ત્રીને શરીરે પીડા થાય.

---

બુધની દશા સત્તર વરસની બેસે તેનાં નક્ષત્રો.

| | |
|---|---|
| અનુરાધા=૫ વરસ ૮ માસ<br>જ્યેષ્ટા=૫ વરસ ૮ માસ<br>મુળ=૫ વરસ ૮ માસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવેતો ચોત્રીસ દહાડા ઓછા થાય. અને એ મુજબ ત્રણે નક્ષત્રના દહાડા ઓછા થાય. |

બુધની દશાનું ફળ.

પ્રજા અને પત્નિ સુખને સુધારે,
પ્રીતિ વધે ધર્મ કૃત્યે વધારે,
રીદ્ધિ અને સીદ્ધિ સહુ ચાલી આવે,
જ્યારે દશા બુધ મહારાજ આવે.

બુધની દશામાં સ્ત્રીનું સુખ સારૂં રહે, દ્રવ્ય મળે અનેક રીતે લાભ થાય, સંતાન સુખની પ્રાપ્તિ થાય અને ધર્મ કાર્યમાં પ્રીતિ થાય.

---

શનીની દશા વરસ દસની બેસે તેનાં નક્ષત્રો.

| | |
|---|---|
| પુર્વા શાઢા=રાા વરસ<br>ઉત્તરા શાઢા=રાા વરસ<br>અભીજીત=રાા વરસ<br>શ્રવણ=રાા વરસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો ૫ દર દહાડા ઓછા થાય અને એ પ્રમાણે ચારે નક્ષત્રના દહાડા ઓછા થતા જાય. |

શનીની દશાનું ફળ.

વાયુ તણો રોગ શત્રુ વધારે,

લક્ષ્મી તણો નાશ થઇ દ્રવ્ય ના રહે;

કાર્યો ભલામાં બહુ વિઘ્ન આવે,

જ્યારે દશા મહ શનીરાજ હોયે.

શનીની મહાદશામાં શરીરે વાયુનો રોગ થાય, પેટમાં ગોળો ચડે, પેસાની હાની થાય, કજીઆ કંકાસ થાય, દુશ્મનનું જોર વધે, અને દરેક કામ કાજમાં હરકત થાય.

---

ગુરૂની દશા વરસ ઓગણીશની બેસે તેના નક્ષત્રો.

| | |
|---|---|
| ધનીષ્ટા=૬ વરસ ૪ માસ<br>શતતારકા=૬ વરસ ૪ માસ<br>પુર્વાભાદ્રપદ=૬ વરસ ૪ માસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો આડત્રીશ દહાડા ઓછા થાય અને એ |

મુજબ ત્રણે નક્ષત્રના દ-
હાડા ઓછા થતા જાય.

---

ગુરૂની દશાનું ફળ.

લક્ષ્મી અને રાજ સુખનો સુધારો
પ્રજા અને માન પાને વધારો;
પૃથ્વી થકી લાભ વિશેષ થાયે,
વિદ્યા વધે ગ્રહ ગુરૂરાજ હોયે.

ગુરૂની દશા હોય તો રાજ દરબારથી લાભ કરાવે. પુત્રનું સુખ આપે, આબરૂ અને લક્ષ્મીનો વધારો થાય, પૃથ્વીથી કેટલોક લાભ થાય, અને જ્ઞાન તથા બુદ્ધિમાં વધારો થાય.

---

રાહુની દશા વરસ બારની બેસે તેના નક્ષત્ર.

| | |
|---|---|
| ઊતરા ભાદ્રપદ=૩ વરસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે |
| રેવતી=૩ વરસ | તો અઢાર દહાડા ઓછા થાય, |
| અશ્વીની=૩ વરસ | અને એ મુજબ ચારે નક્ષત્રના |
| ભરણી=૩ વરસ | દહાડા ઓછા થતા જાય. |

## રાહુની દશાનું ફળ.

રાહુ દશા વિઘ્ન દુઃખથી ભરેલી,
શત્રુ વધી બુદ્ધી ઘટે ભલેરી,
પરિતાપ થાયે મનમાં અતિશે;
ચાલી જશે લક્ષ્મી વિધ વિધ મીશે.

રાહુની દશામાં બુદ્ધિ બગડે, દુશ્મનનું જોર વધે, પૈસાની હાની થાય. ઘણી રીતે કલેશ થાય, અને વાયુની હરકત રાય.

---

શુક્રની દશા વરસ એકવીસની બેસે તેના નક્ષત્રો.

| | |
|---|---|
| કૃતિકા=૭ વરસ | એ નક્ષત્રની પહેલી ઘડી ભોગવે તો એતા- |
| રોહીણી=૭વરસ | ળીસ દહાડા ઓછા થાય અને એ પ્રમાણે |
| મૃગશીર્ષ=૭વરસ | ત્રણે નક્ષત્રના દહાડા ઓછા થતા જાય. |

## શુક્રની દશાનું ફળ.

સુખ સૌ મળે લક્ષ્મીને મીત્ર કેરૂં,
પત્ની અને પુત્ર સુખ છે ભલેરૂં,

મોટા તણી મૈત્રી ખાંતે કરાવે,

આવે દશા શુક્ર ગ્રહરાજ ભાવે.

શુક્રની દશામાં મોટા લોકોની મીત્રાચારી થાય, ઓળખીતા અને સગાંથી લાભ થાય, રાજદરબારથી લાભ થાય. ધારેલું કામ રીદ્ધ થાય, અને સ્ત્રીનું સુખ સારૂં મળે.

---

## અંતર દશાની સમજણ.

અમુક ગ્રહની મહાદશામાં કયા ગ્રહની અંતર દશા ચાલે છે તે જાણવા માટે જ્યોતિષીઓએ નીચેનું ગણીત નકી કર્યું છે.

જે ગ્રહની મહાદશા બેસે તેજ ગ્રહની અંતર દશા પણ તેની સાથેજ પહેલી વેહેલી બેસે છે. પરંતુ તે અંતર દશા કેટલા વખત સુધી રહે તે જાણવા માટે જે ગ્રહની મહા દશામાં જે ગ્રહની અંતર દશા હોય તે બન્ને ગ્રહની મહા દશાના વર્ષોનો ગુણાકાર કરી ૯ની સંખ્યાથી ભાગતાં જે ભાગાંક આવે તેટલા માસની અંતર દશા તે ગ્રહની સમજવી.

**દ્રષ્ટાંત**—અમુક દિવસે એક મનુષ્યને સુર્યની મહાદશા ઉતરીને ચંદ્રની બેઠી છે તો તેજ દિવસે ચંદ્રની મહાદશા સાથે ચંદ્રની અંતર દશા પણ બેઠી છે એમ સમજવું. પરંતુ તે અંતર દશા કેટલો વખત રહેશે તે જાણવા માટે.

ચંદ્રની મહાદશાના વરસ ૧૫ તેને ચંદ્રની અંતર દશા કાઢવા માટે ૧૫ થી ગુણવા એટલે ૧૫×૧૫=૨૨૫ તેને ૯ ના અંકથી ભાગવા એટલે ૯) ૨૨૫ (૨૫ =૨૫ ૨૫ માસ આવ્યા તેથી ચંદ્રની મહાદશામાં ૧૮

ચંદ્રની અંતર દશા ૨૫ માસની ૪૫

એટલે બે વરસ ને એક માસની ૪૫

બેઠી ત્યાર પછી મંગળની અંતર ૦૦

દશા બેઠી તેનું પણ એજ રીતે

ગણીત કરવું એટલે ચંદ્રની મહાદશાનાં વરસ ૧૫ અને મંગળની મહાદશાનાં વરસ ૮ એટલે ૧૫×૮=૧૨૦ તેને ૯ ભાગતાં

૯)૧૨૦(૧૩ તેર પુર્ણાંક ત્રણ નવ માંશ માસ બરાબર

૯ ૧૩ માસ ને ૧૦ દીવસ થવા એટલે

ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર દશા

૩૦ બે વરસ ને એક માસની ઉતર્યા પછી

૨૭ મંગળની અંતર દશા બેઠી તે એક વર-

૩ સ એક માસ અને દસ દિવસની છે

એમ સમજવું. એજ મુજબ સઘળા ગૃહોની મહાદશામાં સઘળા ગૃહોની અંતર દશા કાઢી શકાયછે.

ઉપરના ગણીત અનુસાર તમામ ગ્રહોની મહા દશામાં ગૃહોની અંતર દશાનું પ્રમાણ કેટલું હોય તે નીચે મુજબ આપ્યું છે.

સુર્યની ૬ વરસની મહાદશામાં અંતર દશા.

| | સુર્ય | ચંદ્ર | મંગળ | બુધ | શની | ગુરૂ | રાહુ | શુક્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૦ | ૮ | ૨ |
| દિવસ | ૦ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ |

ચંદ્રની ૧૫ વરસની મહાદશામાં અંતર દશા.

| | ચંદ્ર | મંગળ | બુધ | શની | ગુરૂ | રાહુ | શુક્ર | સુર્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ |
| માસ | ૧ | ૧ | ૪ | ૪ | ૭ | ૮ | ૧૧ | ૧૦ |
| દિવસ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ |

મંગળની ૮ વરસની મહા દશામાં અંતર દશા.

| | મંગળ | બુધ | શની | ગુરૂ | રાહુ | શુક્ર | સુર્ય | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| માસ | ૭ | ૩ | ૮ | ૪ | ૧૦ | ૬ | ૫ | ૧ |
| દિવસ | ૩ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ |

બુધની ૧૭ વરસની મહા દશામાં અંતર દશા.

| | બુધ | શની | ગુરૂ | રાહુ | શુક્ર | સુર્ય | ચંદ્ર | મંગળ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૨ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૨ | ૧ |
| માસ | ૮ | ૬ | ૧૧ | ૧૦ | ૩ | ૧૧ | ૪ | ૩ |
| દિવસ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૩ |
| ઘડી | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ |

શનીની ૧૦ વરસની મહા દશામાં અંતર દશા.

| | શની | ગુરૂ | રાહુ | શુક્ર | રવી | ચંદ્ર | મંગળ | બુધ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૧૧ | ૯ | ૧ | ૧૧ | ૬ | ૪ | ૮ | ૨ |
| દિવસ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ |

ગુરૂની ૧૯ વરસની મહા દશામાં અંતર દશા

| | ગુરૂ | રાહુ | શુક્ર | રવી | ચંદ્ર | મંગળ | બુધ | શની |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૩ | ૨ | ૩ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ |
| માસ | ૪ | ૧ | ૮ | ૦ | ૭ | ૪ | ૧૧ | ૯ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| દહાડા | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ | ૩ |
| ઘડી | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ | |

રાહુની ૧૨ વરસની મહા દશામાં અંતર દશા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | રાહુ | શુક્ર | રવી | ચંદ્ર | મંગળ | બુધ | શની | ગુરૂ |
| વરસ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ |
| માસ | ૪ | ૪ | ૮ | ૮ | ૧૦ | ૧૦ | ૧ | ૧ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૦ |

શુક્રની ૨૧ વરસની મહા દશામાં અંતર દશા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | શુક્ર | રવી | ચંદ્ર | મંગળ | બુધ | શની | ગુરૂ | રાહુ |
| વરસ | ૪ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૩ | ૨ |
| માસ | ૧ | ૨ | ૧૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૪ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૦ |

સમજણ.

સારા ગ્રહની મહાદશામાં સારા ગ્રહની અંતર દશા હોય તો સારૂં ફળ વધારે આપે.

સારા ગ્રહની મહાદશામાં નબળા ગ્રહની અંતર દશા હોય તો સારૂં ફળ થોડું આપે.

નબળા ગ્રહની મહા દશામાં સારા ગ્રહની અંતર દશા હોય તો નબળું ફળ થોડું આપે.

નબળા ગ્રહની મહા દશામાં નબળા ગ્રહની અંતર દશા હોય તો ઘણી જાતનું દુઃખ આપે.



# આઠમો વિભાગ.

ભાગ્યોદય વિશેની સમજણ.

જન્મ કુંડળીમાં પડેલા ગ્રહો ઉપરથી મનુષ્યના ભાગ્યનો ઉદય ક્યારે થશે એટલે કે તે કેટલામે વરસે ધંધો રોજગાર અથવા નોકરી કરવા માંડશે તે જાણવા વીશે.

છપ્પા.

હોય મેશનો રવી વર્ષ બાવીશે તેના,
ભાગ્યતણો થઇ ઉદય સુખ આવે મન માન્યા;
હોય વરખનો શશી વર્ષ ચોવીશે ફાવે,
ધન યશ વૃદ્ધિ થાય સુખ બહુ વિધિનાં આવે,
વળી મંગળ રાશી મકરનો વરસ વીસ ને આઠથી
કરી ઉદય ભાગ્યનો આપશે સુખ સંપત બહુ ઠાઠથી.
બુધ કન્યાનો વર્ષ ભલાં બત્રીસેં ભાવે,
રાશ ગુરૂની કર્ક વર્ષ શુભ સોળે ફાવે;
મીન તણો કદી શુક્ર વર્ષ પચીશેં પુરાં,

તુલા કેરો શની વર્ષ છત્રીશ અંકુરાં.

દુઃખ દળીને સુખ આપશે એમ ખચિત ચિતથી ભણો,

કહે "કૃષ્ન" ભણી આ પામશો જશ જ્યોતિષીમાં ઘણો.

જન્મ કુંડળીમાં મેશ રાશીનો સુર્ય હોય તેનો ૨૨ મે વર્ષે ભાગ્યોદય થાય, વરખ રાશીનો ચંદ્ર હોય તેનો ૨૪ મે વર્ષે ભાગ્યોદય થાય, મકર રાશીનો મંગળ હોય તેનો ૨૮ મે વર્ષે ભાગ્યોદય થાય, કન્યા રાશીનો બુધ હોય તેનો ૩૨ મે વર્ષે ભાગ્યોદય થાય, કર્ક રાશીનો ગુરૂ હોય તેનો ૧૬ મે વર્ષે ભાગ્યોદય થાય, મીન રાશીનો શુક્ર હોય તેનો ૨૫ મે વર્ષે ભાગ્યોદય થાય, તુલા રાશીનો શની હોય તેનો ૩૬ મે વર્ષે ભાગ્યોદય થાય, એ રીતે જે રાશીનો જે ગ્રહ જન્મ કુંડળીમાં પડ્યો હોય તેટલામે વર્ષે મનુષ્યના ભાગ્યનો ઉદય થાય.

જન્મકુંડળીમાં ઉપર જણાવેલી રાશીઓમાં તે તે રાશીમાં જણાવ્યા મુજબના ગ્રહો ન હોય તો પછી કેંદ્ર સ્થાનમાં એટલે જન્મ કુંડળીના પહેલા, ચોથા, સાતમા અને, દસમા ભુવનમાં જે ગ્રહો પડ્યા હોય તે ઉપરથી ભાગ્યનો ઉદય નક્કી કરવો તેની સમજણ નીચે મુજબ.

## મનહર છંદ.

પહેલે ચોથે સાતમે કે દશમે ભૂવને કદી,

શશી રવી આદિ ગ્રહો પડેલા જો હોય તો;
પડ્યા કેન્દ્ર સ્થાન વિશે પંડિત તો એમ કહેશે,
પ્રીતિધારી ચિત વિશે, બોધ દેશે જોઈતો,
ભાગ્યનું પ્રમાણ જેવું ઉચ્ચના ગ્રહોનું કહ્યું,
હેવું તેવું આનું પણ વરસ પ્રમાણ છે,
કેંદ્રિય થયેલ ગ્રહ જેને જન્મ થકી હોય,
તે તો ખરે દુનીયાના દુઃખથી અજાણ છે.

જન્મ કુંડળીમાં પહેલા ચોથા સાતમા અને દશમા ભુવનમાં જે ગૃહો પડ્યા હોય તે કેંદ્રિય ગ્રહો કહેવાય છે. સારી રાશીમાં પડેલા ગ્રહો માટે ભાગ્યોદય થવાના વરસનુ જે પ્રમાણ આગળ બતાવ્યું છે તેવુંજ ભાગ્યોદય પ્રમાણ કેંદ્રિય ગ્રહો માટે સમજવું. એટલે જો કેંદ્રિય સ્થાનમાં સુર્ય હોય તો ૨૨ મે વરસે, ચંદ્ર હોય તો ૨૪ મે વરશે, મંગળ હોય તો ૨૮ મે વરશે, બુધ હોય ૩૨ મે વરશે, ગુરૂ હોય તો ૧૬ મે વરશે શુક્ર હોય તો ૨૫ મે વરશે અને શની હોય તો ૩૬ મે વરશે મનુષ્યના ભાગ્યને ઉદય થાય.

ઉચ્ચ ગ્રહોનું શુભ ફળ કેટલું આવે તે જાણવા માટે

## દોહરો.

એક ઉચ્ચ સુખીયો અતી, બેથી રાજ્ય દિવાન,

ત્રણે જાણો રાજવી, ચાર ચક્રવતી માન.

હોય પાંચ ગ્રહ ઉચ્ચના, અખિલ જગત સરદાર;

ધર્મ ધુરંધર સુરસમો, નિશ્ચે ભુપતી સાર.

જન્મ કુંડળીમાં એક ગૃહ ઉચ્ચ રાશીનો હોય તો તે મનુષ્ય ઘણો સુખી જાણવો, બે ગૃહ ઉચ્ચના હોય તો રાજાનો પ્રધાન અથવા તેવોજ મોટા દરજ્જા વાળો જાણવો ત્રણ ગ્રહ ઉચ્ચના હોય તો રાજકુળમાં જન્મેલો અથવા રાજા જેવો સુખી જાણવો, ચાર ગૃહ ઉચ્ચના હોય તો મોટો ચક્રવર્તી રાજા જાણવો અને પાંચ ગ્રહો જો ઉચ્ચના હોય તો આખા જગત ઉપર હુકમ ચલાવે તેવો મોટો ધર્માત્મા અને મનુષ્ય છતાં દેવ જેવો મોટો ભુપાળ જાણવો. પરંતુ પાંચ ગૃહો ઉચ્ચના કવચિતજ હોય છે.

જેમ ઉચ્ચ ગૃહો વધારે તેમ સુખી વધારે તેમજ જેમ નીચ ગૃહો વધારે તેમ દુઃખી વધારે એમ સમજવું.

એક અથવા બે ગ્રહ નીચના હોય તો તે હલકી નોકરી કરનારો, ત્રણ નીચના હોય તો ઘણોજ દરિદ્રી અને

ચાર નીચના હોય તો ભીખારી, અત્યંત દુઃખી અને અનેક તરેહના રોગવાળો સમજવો.

**ઉચ્ચ રાશીના** **જુદા જુદા** ગ્રહો ઉપરથી કયા ધંધામાં ભાગ્યનો ઉદય થશે અથવા તો કયો ધંધો કે વેપાર રોજગાર કરવાથી દ્રવ્ય પ્રાપ્તી થશે તે જાણવા માટેઃ-

જો સૂર્ય ઉચ્ચનો હોય તો લાલ રંગની વસ્તુનો વેપાર કરવાથી ભાગ્યનો ઉદય થાય ચંદ્ર ઉચ્ચનો હોય તો ધોળા રંગની વસ્તુનો વેપાર કરવાથી ભાગ્યોદય થાય, બુધ ઉચ્ચનો હોય તો પોપટીયા રંગની અથવા નાના પ્રકારની વસ્તુઓનો વેપાર કરવાથી ભાગ્યોદય થાય, ગુરૂ ઉચ્ચનો હોય તો પીળા રંગની વસ્તુઓનો વેપાર કરવાથી ભાગ્યનો ઉદય થાય, જો શુક્ર ઉચ્ચનો હોય તો અનેક જાતના વેપાર કરવાથી ભાગ્યોદય થાય, અને જો શની ઉચ્ચનો હોયતો કાળા રંગની વસ્તુઓનો વેપાર કરવાથી ભાગ્યોદય થાય એમ જ્યોતિષ શાસ્ત્રકારો કહે છે.



# નવમો વિભાગ.

કોઈપણ મનુષ્યને હાલ કેવી ગૃહ દશા ચાલે છે તે જાણવા માટે જો તે મનુષ્યની જન્મ પત્રિકા કે કુંડળી ન હોય તો ચાલુ સમયનું પંચાંગ જોઇને તેના શુભાશુભ ગૃહો જાણી શકાય છે. આવા શુભાશુભ ગૃહો અને તેના લક્ષણ જાણવા માટે પોતાનું રાશી નામ અથવા તેની ખબર ન હોય તો જે નામથી તેને સહુ કોઇ બોલાવતા હોય તે નામ કયું છે તે જાણી લેવું ત્યાર પછી નીચે મુજબ પંચાંગમાં જોઈ નકી કરવું:—

છપ્પા.

જન્મ રાશી કે નામ રાશીથી વિવિધ ગૃહોનાં,
સ્થળ જાણી સુખ દુઃખ જાણવા શુભ રીતિ આ;
તુરત જોઇ પંચાંગ ધરે શકિત જન કહેવા,
જે ખંતેથી ધ્યાન ધરી શુભ પાઠ પઢે આ,
નથી લેશ માત્ર દુર્લભ ખરે, ખંત ધરીને શીખતાં,
કહે કૃષ્ણ ધરી હિંમત ખરી, જશ પામો જ્યોતિષમાં.

સારો સૂર્ય.

ત્રણ, છ, દસ, અગીઆરમો, જન્મ રાશીથી સુર્ય

ધન યશ આપે અધિકતે, લાભ ભલો ભરપૂર;

રાજદ્વાર સત્કારને, સર્વ કાર્ય છે સીદ્ધ,

બુદ્ધિ સંતતી સહ મળે, અષ્ટ સીદ્ધિ નવ નીધ

ધર્મ કાર્યમાં પ્રેમને, સગાં સ્નેહીથી સ્નેહ,

ભલો સુર્ય આ જાણવો, નહિ ધારો સંદેહ,

નડતો સુર્ય

એક અને દ્વય સ્થાનમાં, ચાર, પાંચ, કે સાત.

આઠ, અને નવ, બારમે, હોય સુર્ય સાક્ષાત

રોગ વધે તનમાં અતી, મન ચીંતા ભરપૂર,

તન ગરમી ભય અગ્નીનો, હરે શરને નુર;

જવું પડે પરદેશમાં, કાર્ય ભલામાં કષ્ટ,

નહિ જાણો શુભ સુર્ય એ, સ્થળ સ્થળ પાડે ખષ્ટ.

સારો ચંદ્ર.

સ્થાન, એક બે, ત્રણ, છ, સાત, અને દશ, હોય,

વળી અગીઆરે, ચંદ્ર તો, જાણો સારો તેય;

લાભ કરે વિધ વિધ રીતે, મીત્ર સગાંથી સુખ,
દાન અપાવે હાથથી, હરે સર્વનાં દુઃખ.

નડતો ચંદ્ર.

ચાર, પાંચ, કે આઠમે, હોય ચંદ્ર નવ, બાર,
તંગી રાખે ધન તણી, હાની કરે અપાર;
પીડા અગ્નીની કરે, કારાગૃહ ભય હોય,
કલેશ કરાવે લોકથી, સુખ લગીર ન હોય.

સારો મંગળ.

મંગળ સારો જાણવો, ત્રણ. છ, દસ, અગીઆર.
ધન આપે વિધ વિધ મીશે, વધે વણજ વેપાર,
રાજા પણ સત્કાર દે, સુખીઓ શરીરે થાય,
મંગળ સારો હોય તો, શત્રુ ત્રાસી જાય,

નડતો મંગળ.

સ્થાન એક, બે, ચાર કે, પાંચ, સાત. વળી આઠ,
નવ, દશ, કે કદી બારમે, મંગળ અતિ ઉત્પાત,
ભય લાગે શત્રુ તણો, વીદેશ વસવા જાય,
વિરોધ મીત્ર સગાં થકી, ચીંતા અધિકિ થાય.

સારો બુધ,

બુધ સારો બે, ચાર, છ, વળી આઠ દશ સ્થાન,
હોય કદી અગીઆરમે, આપે ધન સનમાન,
સુખ આપે મીત્રો થકી, સર્વ પ્રકારે લ્હેર,
શુભ કાર્યો ફળદાઇ થઇ, થાય પ્રભુની મ્હેર.

નડતો બુધ.

એક. ત્રણ, કે પાંચમે વળી સાત, નવ, બાર,
બુધ્ધ રાજ કદી હોય તો, જીવ ઉદાસ અપાર,
કલેશ કરાવે સ્નેહીમાં, નાશ લક્ષ્મીનો થાય
પ્રભાવ એવો જાણવો, શત્રુ વૃધ્ધિ થાય.

સારો ગુરૂ.

સ્થાન બીજે, કે પાંચમે, વળી સાત, નવ, હોય,
હોય વળી અગીઆરમે, ગુરૂ લાભ અતી થાય,
સોનું રૂપું વસ્ત્ર દે, મોટા સાથે પ્રીત,
યશ આપે ચોદિશથી, શુભ ગુરૂની એ રીત.

નડતો શુક્ર

એક, ત્રણ, કે ચાર, છ, આઠ, વળી દશ, બાર
હોય શુક્ર, શત્રુ વધે, ક્લેશ મીત્રમાં ધાર,
ભીડ પડે ધનની ઘણી, દ્રવ્ય વિણ દુઃખ થાય,
સુખ પામે નહિ જન કદી, શુક્ર પ્રતિકુળ હોય.

સારો શુક્ર

સ્થાન, એક, બે, ત્રણ, કે ચાર, પાંચ વળી આઠ,
નવ, એકાદશ, બારમે શુક્ર શુભ સાક્ષાત
વૃદ્ધિ સંતતી ધન તણી, તનમાં રોગ ન હોય,
શુક્ર હોયે સુભ શુક્ર તો, સુખ બહુ વિધિનાં થાય,

નડતો શુક્ર

છ, સાત દસ એ સ્થાનમાં શુક્ર નહિ સુભ હોય,
હાની કાર્યોમાં કરે જીવ ચીંતાતુર થાય
રોગ વધે તનમાં ઘણો, કાર્ય સિદ્ધિ નહિ થાય,
ભીડ પડે લક્ષ્મી તણી, રિપુ સંખ્યા વધી જાય,
બનાવ ન રહે પતિનથી, કલેશ અને કંકાસ,
શુક્ર હોય નહિ પાંશરો, વધે શોક દુઃખ ત્રાસ,

સારો શની

ત્રણ, છ, વળી અગીઆરમો, શની રાજ કદી હોય,

લાભ અપાવેછે ઘણો, વસ્ત્ર લક્ષ્મીનો તેય,

સુખ આપે તનનું ભલું, મૈત્રી મોટા સાથ,

સ્નેહ અને સુખમાં વસે, કુટુંબને પરિવાર.

નડતો શની

એક, અને બે, ચારમાં, વળી પાંચમે સ્થાન

સાત, આઠ, નવ, બારમે, શની નેષ્ટ નિરવાણ

કલેશ વધે પરિવારમાં, ચિંતા જીવને થાય

શત્રુનો ભય બહુ વધી લક્ષ્મી ચાલી જાય.

રાહુ

સ્થાન એક,ને ત્રણ,છો, વળી નવ, દશ અગીયાર

રાહુ સુખ આપે ઘણું, સારો તે સ્થળ ધાર

પણ જો સ્થાન અવર વિશે, દુઃખ દે પારાવાર,

કૃષ્ણ શીખો અતિ ખંતથી ગ્રહ સુખ દુઃખનો સાર.

સારો સુર્યઃ—જન્મ રાશી કે નામ રાશીથી ૩, ૬, ૧૦, ૧૧ માં સ્થાનમાં સુર્ય હોયતો તે સારો જાણવો

તેનુ ફળ —ધન અને યશની વૃદ્ધિ થાય, રાજદરબારથી સત્કાર થાય સર્વ કામની સીધ્ધી થાય, બુધ્ધિ વધે, ભાઇઓ અને સગાં વહાલાંમાં સનેહ થાય અને સંપ વધે, સંતાનની પ્રાપ્તિ થાય તેમજ ધર્મ કામ કરવાની ઇચ્છા થાય.

નડતો સુર્યઃ—જન્મરાશી કે નામ રાશીથી ૧-૨-૪ ૫-૭-૮-૯-૧૨ મા સ્થાનમાં સુર્ય હોય તો શરીરે રોગ વિગેરેની પીડા થાય, મન ચીંતાતુર રહે, અગ્નીનો ભય થાય, અને ગરમીની પીડા થાય, પરદેશ જવું પડે. અને ધારેલાં કાર્યોમાં અનેક રીતે વિઘ્ન આવે.

સારો ચંદ્રઃ—જંન્મરાશી કે નામ રાશીથી ૧-૨-૩-૬-૭ ૧૦—૧૧ મા સ્થાનમાં ચંદ્ર હોય તો અનેક રીતે લાભ કરાવે, મીત્ર તથા સગાઓનું સુખ વધારે, અને અનેક રીતે ધાર્મિક કાર્યોમાં પ્રેરે.

નડતો ચંદ્ર—જન્મરાશી કે નામ રાશીથી ૪—૫—૮—૯—૧૨ માં સ્થાનમાં ચંદ્ર હોય તો ધનની તંગી રાખે, ચોરથી નુકશાન ખમવું પડે, અગ્નીની પીડા થાય બંદીખાનાનો ભય દેખાડે, સ્નેહીઓમાં કલેશ કરાવે. અને મનને અનેક રીતે અસ્વસ્થ રાખે.

સારો મંગળ.—જન્મરાશી કે નામરાશીથી ૩–૬–૧૧ સ્થાનમાં મંગળ હોય તો લક્ષ્મીનો વધારો થાય, સોના રૂ-પાના વેપારમાં લાભ થાય રાજાથી તેમજ મોટા માણસથી સતકાર કરાવે શત્રુનો પરાજય થાય, અને શરીર સુખી રાખે.

નડતો મંગળ—જન્મરાશી કે નામરાશીથી ૧–૨–૪ ૫–૭–૮–૯–૧૦–૧૨ મા સ્થાનમાં મંગળ હોય તો શરીરે અનેક જાતના રોગો થાય, શત્રુનો વધારો થાય અને તેમ-નો ભય થાય, પરદેશ જવું પડે, સગાંવહાલામાં ક્લેશ થાય.

સારો બુધ—જન્મરાશી કે નામ રાશીથી ૨–૪–૬–૮ ૧૦–૧૧ સ્થાનમાં બુધ હોય તો લક્ષ્મીની વૃધ્ધિ થાય, મીત્રો તરફથી સુખ મળે, અને અનેક રીતે સુખી રાખે.

નડતો બુધ—જન્મ રાશી કે નામરાશીથી ૧–૪–૫–૭–૯–૧૨ માં સ્થાનમાં બુધ હોય તો જીવને ઉદાસ રાખે કલહ કરાવે. લક્ષ્મી ચાલી જાય શત્રુનો વધારો થાય અને ભાઇઓ તથા સગામાં ક્લેશ થાય.

સારો ગુરૂ—જન્મરાશી કે નામરાશીથી ૨–૫–૭–૯ ૧૧ માં સ્થાનમાં ગુરૂ હોય તો સોનું રૂપું અને કપડાનો લાભ કરાવે, યશ વધે, મોટા લોકો સાથે મીત્રાચારી થાય લોકો સતકાર કરે, તેમજ ધારેલાં કામ પાર પડે.

નડતો ગુરૂ:—જન્મ રાશી કે નામ રાશીથી ૧-૩-૪-૬-૮-૧૦-૧૨ મા સ્થાનમાં ગુરૂ હોય તો શત્રુનો વધારો થાય, મીત્ર સાથે કજીયો થાય, અને નાણાની ઘણીજ ભીડ રાખે.

સારો શુક્ર:—જન્મ રાશી કે નામ રાશીથી ૧-૨-૩-૪-૫-૮-૯-૧૧-૧૨ મા સ્થાનમાં શુક્ર હોય તો ધનની વૃદ્ધિ કરાવે, સંતાનનું સૂખ [illegible] થાય, અને શરીરે સુખી રાખે.

નડતો શુક્ર:—જન્મ રાશી કે નામ રાશીથી ૬-૭ ૧૦ મા સ્થાનમાં શુક્ર હોય તો કામકાજમાં ઘણી હાની પહોંચાડે, સ્ત્રી સાથે અણુબનાવ થાય, જીવ ચીંતાતુર રહ્યા કરે, શરીરે અનેક જાતના રોગ થાય, ધારેલાં કામમાં ફતેહ મળે નહિ, શત્રુઓનો વધારો થાય, અને નાણા ભીડ ઘણીજ રાખે.

સારો શની:—જન્મ રાશી કે નામ રાશીથી ૩-૬ ૧૧ મા સ્થાનમાં શની હોય તો અનેક રીતે લાભ કરાવે, સુખની વૃદ્ધિ થાય, લક્ષ્મીનો અને કપડાંનો વધારો થાય. રાજા અને બીજા મોટા લોકો સાથે સ્નેહ થાય, કુટુંબ પરિવારમાં અનેક રીતે સુખ મળે.

નડતો શની—જન્મ રાશી કે નામ રાશીથી ૧-૨-૪-૫-૭-૮-૯-૧૦-૧૨ મા સ્થાનમાં શની હોય તો કુટુંબ પરિવારમાં કલેશ થાય, જીવ અનેક રીતે ચિંતાતુર રહે, શત્રુઓ વધે અને નાણાની હાની થાય.

સારો રાહુ:—જન્મ રાશી કે નામ રાશીથી ૧-૩-૬-૯-૧૦-૧૧ મા સ્થાનમાં રાહુ હોય તો સંતાનનું સુખ આપે, અને ધનનો લાભ થાય.

નડતો રાહુ:—જન્મ રાશી કે નામ રાશીથી ૨-૪-૫-૭-૮-૧૨ મા સ્થાનમાં રાહુ હોય તો બધી તરફથી મનુષ્યને દુ:ખ અને કલેશ ઉત્પન્ન થાય.

ઉપરની સમજણ મુજબ ગમે તે માસ દિવસ મનુષ્યને કેવો સુખ કે દુ:ખ કરનારો છે તે જાણી શકાય જેમ કે એક માણુસનું નામ કેશવલાલ છે એટલે તેની જન્મ રાશી કે નામ રાશી મીથુન થઇ ( સમજણ માટે દરેક રાશીઓના અક્ષર આગળ આપ્યા છે તે જોવા ) હવે જે વખતે આપણે પંચાંગમાં જોઇએ છીએ તે વખતે કુંડળીમાં જોતાં સુર્ય સિંહ રાશીમાં ( એટલે ૫ ની સંજ્ઞામાં) બુધ કર્ક રાશીમાં ( એટલે ૪ની સંજ્ઞામાં ) શની વૃષભ રાશીમાં ( એટલે ૨ની સંજ્ઞામાં ) ચંદ્ર ધન રાશીમાં ( એટલે ૯ની સંજ્ઞામાં ) મંગળ પણ ધન રાશીમાં (એટલે

૭ની સંજ્ઞામાં ) ગુરૂ મીથુન રાશીમાં ( એટલે ૩ની સંજ્ઞામાં) શુક્ર કન્યા રાશીમાં ( એટલે ૬ ની સંજ્ઞામાં ) અને રાહુ મેશ રાશીમાં ( એટલે ૧ ની સંજ્ઞામાં ) હોય તો તે ખાસ દિવસ કેશવલાલને કેવું શુભા શુભ ફળ આપે તે નીચે મુજબ સમજવું.

કેશવલાલની રાશી મીથુન ( એટલે ૩ સંજ્ઞા મુજબ ) છે તેથી મીથુન રાશીથી સિંહ રાશાનો સુર્ય ૩ જા સ્થાનમાં, કર્ક રાશીનો બુધ ૨ જા સ્થાનમાં, વૃષભ રાશીનો શની ૧૨ મા સ્થાનમાં, ધન રાશીનો ચંદ્ર ૭ મા સ્થાનમાં, ધન રાશીનો મંગળ પણ ૭ મા સ્થાનમા, મીથુન રાશીનો ગુરૂ ૧ લા સ્થાનમાં, કન્યા રાશીનો શુક્ર ૪ થા સ્થાનમાં, અને મેશ રાશીનો રાહુ ૧૧ મા સ્થાનમાં છે તેનું ફળ ઉપર બતાવ્યું છે તે મુજબ જોતાં જણાશે કે કેશવલાલ નામના માણુસને.

| | |
|---|---|
| ૩ જા સ્થાનમાં સુર્ય<br>૨ જા સ્થાનમાં બુધ<br>૭ મા સ્થાનમાં ચંદ્ર<br>૪ થા સ્થાનમાં શુક્ર<br>૧૧ મા સ્થાનમાં રાહુ | સારા સ્થાનમાં પડેલા છે એટલે પોત પોતાનું જે સારૂં ફળ હોય તે આપે. |

| | | |
|---|---|---|
| ૧૨ મા સ્થાનમાં શની | } | નડતા સ્થાનમાં પડેલા છે એટલે પોત પોતાનું નબળું ફળ આપે. |
| ૭ મા સ્થાનમાં મંગળ | | |
| ૧ લા સ્થાનમાં ગુરૂ | | |

એ સારૂં નરસું ફળ આપણે આગળ જણાવી ગયા છીએ, એ મુજબ કોઇ પણ વખતે કોઇ પણ મનુષ્યના ગ્રહો જોઇ શકાય છે.



# દસમો વિભાગ.

**યોગ**—અમુક સ્થિતિમાં કે અમુક અમુક સ્થળે જે જે ગ્રહો આવી રહેલા હોય તે ઉપરથી તેઓ કેવું ફળ આપનારા થાય તે જાણવા માટે એવી ગ્રહોની નક્કી કરેલી સ્થિતિને જ્યોતિષ શાસ્ત્ર કારોએ યોગનું નામ આપ્યું છે. તે યોગ માટેના કેટલાક ખાસ જાણવા જેવા યોગની સમજણ તથા તેનું ફળ નીચે આપ્યું છે.

**છત્ર યોગ.**

દોહરા.

તન, ધન, સપ્તમને ત્રીજે, રુદ્ર,(૧૧) સુર્ય,(૧૨) માં જાણ,
સકળ ગ્રહો આવી ઠરે, છત્ર યોગ પરમાણ,
છત્ર યોગ જેને વડે, જાતક ફળ તે ભાવી,
જ્યાં જનમ્યો તે કુળને, દીયે અધિક બનાવી.

તન ભુવન એટલે પહેલા ભુવનમાં, ધન ભુવન એટલે બીજા ભુવનમાં, ત્રીજા ભુવનમાં, સાતમા ભુવનમાં, અગીયારમા ભુવનમાં અથવા બારમાં ભુવનમાં, એ માંહેના

કોઇ પણ એક ભુવનમાં તમામ ગૃહો આવે તો તે છત્રયોગ કહેવાય છે. એવો યોગવાળો મનુષ્ય મોટો રાજા હોય. વળી જે કુળમાં જનમ્યો હોય તે કુળની ખ્યાતી અને આબરૂમાં તે ઘણોજ વધારો કરે.

### રાજ યોગ.

#### દોહરો.

સ્વામી તનનો સબળ થઇ, કેંદ્રસ્થાનમાં હોય.
કે પંચમ એકાદશે, આયુ વર્ષ શત જોય,
વળી હોય ધનવાન તે, સુંદર વદન સુજાણ,
પુણ્ય દેહથી રાચતો, નાયક સચિવ વખાણ,
જો કદી કો એ લગ્નમાં, ગમન કરે પરદેશ,
તો કારજ સહુ સફળ થઇ, પામે સંપતી એશ,
એ ભાતીના લગ્નમાં, બેસે ભુપતી રાજ,
તો જાણો વર્ષો ઘણાં, કરે રાજ શુભ કાજ,
સુ શુક્ર બીજા ભુવનમાં, વળી નવમે ગુરૂ હોય,
હોય રાહુ છઠ્ઠે ભુવન, નીશ્ચે રાજા સોય,
આયુ ધર્મ સ્થળ શુક્ર પડે, રાજાનોજ પ્રધાન,

બહુ સેનાનીજ સંગમાં, કે જાણે ધનવાન,

સૌમ્ય ગૃહ પંચમ નવમ, સહુ આષ્ટ સનમાન,

કે દ્વાદશમે જાણુતે રાજાનોજ પ્રધાન.

તનભુવન એટલે પહેલા ભુવનનો સ્વામી બળવાન થઇને કેંદ્રસ્થાન એટલે પહેલા ચોથા સાતમા કે દસમા સ્થાનમાં પડ્યો હોય અથવા તો પાંચમાં કે અગીયારમાં સ્થાનમાં પડ્યો હોય તો તેમનુષ્યનું આયુષ્ય સો વર્ષનું જાણવું. વળી તેને ઘણું દ્રવ્ય મળે, તેના શરીરનો વર્ણ ઘણો રૂપાળો હોય તેમજ અનેક રીતે સુખ ભોગવનારો થાય. વળી ગૃહોની સ્થિતિ જ્યારે એ પ્રકારની હોય તે વેળાએ કોઇ પરદેશ જવા માટે નીકળે તો અનેક રીતે સુખી થાય, અને ઘણું દ્રવ્ય તથા સુખ સમૃદ્ધિ સંપાદન કરે વળી ગૃહોની એવી સ્થિતિમાં જો કોઇ રાજા રાજગાદી ઉપર બેસે તો તે ઘણાં વર્ષો સુધી રાજ કરે અને તેના રાજ્ય અમલમાં પ્રજા અનેક તરેહનાં સુખ ભોગવે. બળવાન શુક્ર બીજા ભુવનમાં, ગુરૂ નવમા ભુવનમાં, અને રાહુ છઠા ભુવનમાં હોય તો તે રાજા થાય, તેમાં કાંઇજ શંકા રાખવી નહિ આઠમા કે નવમાં ભુવનમાં ગુરૂ હોય તો તે રાજાનો પ્રધાન થાય. તેની પાસે ઘણું સૈન્ય હોય અથવા તો તેની પાસે ઘણા પૈસા હોય. પાંચમા અને

નવમા ભુવનમાં સારા ગૃહો પડ્યા હોય અને આઠ કે સાતમા ભુવનમાં શત્રુ પડયો હોય અથવા તો બારમા ભુવનમાં શત્રુ પડ્યો હોય તો પણ રાજાનો પ્રધાન થાય.

સ્ત્રીનો યોગ.

દોહરો.

સપ્તમ ભુવને જેટલા પાપ ગૃહનું પરમાણ
કન્યાપરણે તેટલી લાવે તે નાર જાણ.
મંગળ તન ભુવને પડે કે ચોથે ગૃહ હોય,
કે દ્વાદશ શત અષ્ટમે પ્રીયા ન જીવે કોય.

સાતમા ભુવનમાં જેટલા પાપ ગ્રહો પડ્યા હોય તેટલી સ્ત્રીઓ તે પુરૂષને રખાત તરીકે હોય અથવા તેટલી જ બીજી રાખેલી હોય, પહેલા, ચોથા, સાતમા, આઠમા, કે બારમા ભુવનમાં મંગળ હોય તો તેની સ્ત્રી ગુજરી જાય, પહેલામાં મંગળ હોય તો એક સ્ત્રી ગુજરી જાય, ચોથામાં હોય તો બે ગુજરી જાય, અને સાતમા સ્થાનમાં હોય તો ત્રણ સ્ત્રી ગુજરી જાય.

અનફા-સુનફા દૂર્દરા યોગ.

દોહરો.

અનફા વિધુથી બારમે, સુનફા બીજે હોય,
બન્ને ભુવને દૂર્દરા, રવી વિણ ગ્રહ જો હોય,

સુખી ધની અનફા વિશે, સુનફા બુદ્ધિ નિધાન,

શીળવંત જ્ઞાની મહા, યોગ દૂર્દરા માન.

ચંદ્રમાથી બારમા ભુવનમાં સુર્ય સિવાયના તમામ ગ્રહો આવે તો અનફા યોગ જાણવો, તેમજ ચંદ્રમાથી બીજા ભુવનમાં સુર્ય સિવાયના તમામ ગ્રહો આવે તો સુનફા યોગ જાણવો, તેમજ ચંદ્રમાથી બીજા અને બારમા ભુવનમાં બન્નેમાં થઇને સુર્ય સિવાયના તમામ ગ્રહો આવી રહે તો દૂર્દરા યોગ જાણવો. અનફા યોગવાળો માણસ ઘણો સુખી અને ધનવાન થાય, સુનફા યોગવાળો ઘણોજ બુદ્ધિવાન થાય, અને દૂર્દરા યોગવાળો ઘણોજ ધર્માત્મા અને જ્ઞાની થાય.

કંટક દ્રુમ યોગ. દોહરો.

સ્ત્રીથી બીજે બારમે હોય નહિ ગ્રહ કોઇ,

કંટક દ્રુમ તેને કહો મહા દરિદ્રી હોય.

સુર્યથી બીજા અથવા બારમા ભુવનમાં જો કોઇ ગ્રહ ન હોય તો તે કંટક દ્રુમ યોગ જાણવો. એવા યોગવાળો માણસ ઘણોજ દરિદ્રી અને દુઃખીયો થાય.

શુભ યોગ. દોહરા.

સ્વામી દશમા ધામનો નવમાધિપતિ સાથ

કેંદ્ર કોણુ બીજે પડે હોય વાજી ગજ હાથ.

દસમા ભુવનનો સ્વામી નવમા ભુવનના સ્વામી સાથે કેન્દ્ર સ્થાનમાં, ત્રીકોણુ સ્થાનમાં, કે બીજા ભુવનમાં હોય તો તે માણુસ જરૂર સુખ સાહેબીવાળો થાય, અને તેના હાથે સુવર્ણના બાજુબંધ હોય.

એક ગ્રહ યોગ. દોહરો.

રવીથી મંગળ જો બીજે, કે દ્વાદશમે હોય,

તો જાણો ધનવાન નર, વળી શુરવીર તેહ;

જો રવીથી બીજેજ બુધ, કે દ્વાદશમે નેક,

તો તે નર હરી ચરણનું, રાખે ધ્યાન વિશેક,

સુર્ય થકી બીજે ગુરૂ, કે દ્વાદશમે વાસ,

તો જાણો વિદ્યા બહુ, રહે મહિપતી પાસ,

શુક્ર રવીથી જો બીજે, કે દ્વાદશમે આન,

મગન રહે નિશદિન સદા, વળી બહુ ધનવાન.

જો રવીથી બીજે શની કે દ્વાદશમ પવિત્ર,

સેવક, સ્ત્રી, સુખ, ભ્રાત, સઃ આવી મળે બહુ મિત્ર.

સુર્યથી બીજા કે બારમા ભુવનમાં જો મંગળ હોય તો તે ઘણો ધનવાન તેમજ શુરવીર થાય, બુધ હોય તો પ્રભુમાં ઘણી આસ્થા રાખનારો હોય, ગુરૂ હોય તો ઘણો વિદ્વાન થાય તેમજ રાજાઓથી સન્માન પામે, શુક્ર હોય તો આનંદી અને પૈસા પાત્ર થાય, અને શની હોય તો નોકર ચાકર, સ્ત્રી, ભાઈઓ અને સગાંવહાલાંનું ઘણું સુખ મળે, તેમજ ઘણા સહૃ મીત્રો આવી મળે.

દ્વી ગ્રહપનો યોગ. દોહરો.

જો રવી શશી બે ગ્રહ પડે જાણો એકજ ધામ,

તો તે નરને ઓળખો કરે કજાના કામ

રવી મંગળ ગ્રહ એકમાં, સમ નીર્દયી માન,

ભાનુ બુધ જો એક ગ્રહ, હોય મહા ધનવાન.

રવી ગુરૂ ગ્રહ જો એક ગ્રહ, મહા ધની નર જોય,

કરે પત્નિ અતી હેતને, વળી મીત્ર બહુ હોય.

સુર્ય શુક્ર જો એક ગ્રહ, ચપળ સુર સરદાર,

એક ગૃહે ભાનુ શની, થાય ઝવેરી સાર;
શશી મંગળ જો એક ગૃહ, હોય યુગલ નર લેખ,
શશી બુધ જો એક ગૃહ, બુદ્ધિ હોય વિશેષ્ય,
એક ઠામ શશી ગુરૂ પડે, અધિક કુટુંબી હોય,
ચંદ્ર શુક્ર જો એક ગ્રહ, તો નૃપ મંત્રી સોય,
ચંદ્ર શનીશ્ચર એક ગ્રહ, વૃદ્ધી પ્રીયા તવ માન,
પર ખોળે તે બેસતા, હય ગોપાળ પ્રમાણ,
મંગળ બુધજ એક ગૃહ, તવ વિધવા પતિ જાણ,
મંગળ ગુરૂ જો એક ગૃહ, બોલે વચન પ્રમાણ.
મંગળ ભ્રગુ જો એક ગૃહ, પ્રિયા ઉપર નિત ચિત્ત,
મંગળ શની જો એક ગૃહ, તો ન હોય પ્રિય વિત્ત.
બુધ ગુરૂ ગ્રહ એક તો, વાણી મિષ્ટ પ્રિય માન,
હોય બુધ શની એક ગૃહ, કરે સદા કલ્યાણ.
ભ્રગુ ગુરૂ ગૃહ એક તો, હોયજ સુવિદ્વાન,
ગુરૂ શની જો એક ગૃહ, સેનાપતી બળવાન.
ભ્રગુ શની જો એક ગૃહ, ધુત કર્મ ચિત્ત ધાર,
મલ્લ પશુ પતી જાણીએ, કરે બહુ હિતકાર.

જો સુર્ય અને ચંદ્ર એ બે ગ્રહો એક સ્થાનમાં હોય તો તે માણુસ નવા નવા હુન્નર ઉદ્યોગ કરનારો થાય, જો સુર્ય ને મંગળ એક સ્થાનમાં હોય તો તે કંજુસ અને દયા વિનાનો થાય. સુર્ય ને બુધ હોય તો ધનવાન થાય, તેમજ સુંદર અને પ્રેમાળ સ્ત્રી મેળવે અને ઘણા મિત્રોવાળો થાય, સુર્ય અને શુક્ર હોય તો ચપળ, શુરવીર અને સરદાર થાય, અને સુર્ય અને શની હોય તો ઝવેરી થાય. ચંદ્ર અને મંગળ એ બે ગ્રહો એક ભુવનમાં હોય તો તે માણુસ ચાડી ચુગલી કરનારો થાય, ચંદ્ર ને બુધ હોય તો બુદ્ધિવાન થાય, ચંદ્ર અને ગુરૂ હોય તો બહોળા કુટુંબવાળો થાય, ચંદ્ર અને શુક્ર હોય તો રાજાનો મંત્રી થાય, ચંદ્ર અને શની હોય તો સ્ત્રીઓ ઘણી થાય, તેમજ પારકું દ્રવ્ય મળે, અને ઘોડા ગાયો વિગેરે પશુઓનો પાળનારો થાય, મંગળ અને બુધ એક સ્થાનમાં હોય તો તેની સ્ત્રી એક વાર વિધવા થયા પછી પુનરલગ્ન કરી આવેલી હોય, મંગળ અને ગુરૂ હોય તો પ્રમાણ ભુત વચન બોલનારો થાય, મંગળ અને શુક્ર હોય તો સ્ત્રી ઉપર પ્રેમ રાખનારો થાય, મંગળ અને શની હોય તો ધનહિન અને કંગાલ થાય, જો બુધ અને ગુરૂ એક સ્થાનમાં હોય તો મધુર ભાષણ કરનારો થાય, બુધ અને શની હોય તો હમેશાં કલ્યાણકારી કામ કરનારો થાય, શુક્ર અને ગુરૂ એક સ્થાનમાં હોય તો ઘણોજ વિદ્વાન થાય, ગુરૂ અને

શની હોય તો મોટો બળવાન સેનાપતી થાય, શુક્ર અને શની એક સ્થાનમાં હોય તો જુગાર અને સટ્ટા ઉપર પ્રેમ રાખનારો થાય, તેમજ પશુનો પાળક અને મલ્લકુસ્તી કરનારો થાય.

રાજ યોગ—ચંદ્ર જે સ્થળમાં હોય ત્યાંથી છઠ્ઠા સાતમા કે આઠમા ભુવનમાં શુભ ગ્રહો હોય તો રાજયોગ જાણવો.

અર્ધચંદ્ર યોગ—કેંદ્ર સિવાયના સાત સ્થળોમાં ગ્રહો આવી રહે તો અર્ધચંદ્ર યોગ જાણવો.

પ્રવરજ્ય યોગ—ચારથી વધારે ગ્રહો ગમે તે સ્થાને પડ્યા હોય તો પ્રવરજ્ય યોગ જાણવો.

અધી યોગ—ચંદ્રથી ૬, ૭, ૮ એ સ્થળમાંથી એક સ્થળે પણ શુભ ગ્રહ પડ્યા હોય તો અધિયોગી જાણવો.

દ્રષ્ટી અથવા નેત્ર યોગ—લગ્નના સ્વામી સાથે ધન ભુવનનો સ્વામી ૬-૮-૧૨ એ સ્થાનમાં હોય તો નેત્રનો રોગી થાય અથવા નેત્રનો નાશ થાય એવો યોગ જાણવો.

શુક્ર અને ચંદ્રની સાથે ધન ભુવનનો સ્વામી લગ્નમાં હોય તો રતાંધળો થાય. એવો યોગ જાણવો.

સુર્ય ચંદ્ર અને લગ્નના સ્વામી સાથે ધન ભુવનનો સ્વામી હોય તો જન્મ અંધ હોય એવો યોગ જાણવો.

ધન ભુવનનો સ્વામી ૬-૮-૧૨ માં હોય તો પણ જન્મઅંધ હોય એવો યોગ જાણવો.

૧૨ મા ભુવનમાં મંગળ હોય તો ડાબી આંખે કાણો અથવા ડાબી આંખમાં રોગવાળો હોય.

૧૨ મા ભુવનમાં શની હોય તો જમણી આંખે કાણો અથવા જમણી આંખમાં રોગવાળો જાણવો.

સિંહ લગ્નમાં સુર્ય ચંદ્ર હોય અને મંગળ શની દેખતા હોય તો આંધળો જાણવો

લગ્નનો સ્વામી પાપ ગૃહની સાથે રહીને શની જોતો હોય તો નેત્ર રોગી જાણવો.

વાણી યોગ—ધન ભુવનનો સ્વામી ગુરૂ સાથે આઠમા ભુવને હોય તો મુંગો જાણવો.

બુધ કેંદ્રસ્થાનમાં, ધન ભુવનનો સ્વામી ઉચ્ચનો અને બીજા ત્રીજા ભુવનમાં શુભ ગૃહો હોય તો ભવિષ્ય જાણનારો અને જ્યોતિષ જ્ઞાનવાળો જાણવો.

બીજા ભુવનમાં ચંદ્ર સાથે મંગળ હોય ને બુધ દેખતો હોય અથવા કેંદ્રમાં હોય તો ગણીત શાસ્ત્રી થાય.

બીજા ભુવનનો સ્વામી ગુરૂ કે શુક્ર હોય તેને સુર્ય કે મંગળ દેખતો હોય તો વકીલાતનો ધંધો કરનારો થાય.

**ધન યોગ**—લગ્નનો સ્વામી બીજા ભુવનમાં, બીજાનો અગીઆરમા ભુવનમાં અને અગીઆરમાનો સ્વામી લગ્નમાં હોય તો દાટેલું ધન મળે.

ધન ભુવનને નવે ગૃહ થોડું કે ઘણું જોતા હોય તો લક્ષ્મી યોગ જાણવો.

ધન ભુવન અને ભાગ્ય ભુવન બળવાન હોય તો સર્વ પ્રકારે સુખી રાખે.

૧૧ મા ભુવને મંગળ હોય તો જમીન અપાવે.

૧૧ મા ભુવને મકર રાશીનો મંગળ હોય તો ઘણી જમીન અપાવે.

**સ્ત્રી યોગ**—૧-૨-૭-૮-૧૨ મા ભુવનમાં મંગળ હોય તો બે સ્ત્રી થાય.

૭ મા ભુવનમાં ગુરૂ શુક્ર હોય તો જાર કર્મ કરનારો થાય.

૭ મા ભુવનમાં ચંદ્ર હોય અને તેને શુક્ર જોતો હોય તો તેની સ્ત્રી જાર કર્મ કરનારી થાય.

પાંચમા ભુવનને ગુરૂ કે શુક્ર સંપુર્ણ દેખતા હોય તો જીવ યોગ જાણવો તેથી સંતાનની વૃદ્ધિ થાય.

રીષ્ટ—લગ્નનો સ્વામી છઠે છઠાનો આઠમે અને આઠમાનો સ્વામી બારમે ભુવને હોય તો 'ચાર પાયે રીષ્ટ' સમજવું. પણ જે સ્થાનમાં ચંદ્ર હોય તેને ગુરૂ અથવા શુક્ર સંપુર્ણ જોતા હોય અથવા બુધ ગુરૂ કે શુક્ર કેંદ્ર સ્થાનમાં હોય તો રીષ્ટ તોડી નાખે.

મૃત્યુ—જન્મ કુંડળીમાં જુદા જુદા સ્થાનમાં પડેલા ગ્રહો ઉપરથી મૃત્યુની ગણત્રી થઇ શકે છે. ખાસ કરીને આઠમા એટલે મૃત્યુ ભુવનમાં જે ગ્રહ હોય અને એ ભુવન જે રાશીનુ હોય તે ઉપર મૃત્યુના ગણીતનો વધારે આધાર રહે છે. તેની સમજણ:—

જન્મ કુંડળીમાં આઠમા ભુવને કોઈ ગ્રહ ન હોય અને સુર્ય એ ભુવનને દેખતો હોય તો પીત્ત વિકારથી મૃત્યુ થાય, ચંદ્ર દેખતો હોય તો વાયુ કે કફથી મૃત્યુ થાય, મંગળ દેખતો હોય તો પીત્તથી મૃત્યુ થાય, ગુરૂ દેખતો હોય તો કફથી મૃત્યુ થાય, શુક્ર દેખતો હોય

તો વાયુ અને કફથી મૃત્યુ થાય અને જો બુધ દેખતો હોય તો ત્રીદોશથી મૃત્યુ થાય.

આઠમું ભુવન જે રાશીનું હોય તે રાશી શરીરના જે ભાગની રાશી ગણાતી હોય તે ભાગ પર વ્યાધી થઇને મરણ થાય.

આઠમા ભુવનમાં સુર્ય હોય તો અગ્નીથી મૃત્યુ, ચંદ્ર હોય તો નખ કે પથ્થરથી, મંગળ હોય તો હથીયાર વાગવાથી, બુધ હોય તો તાવથી, ગુરૂ હોય તો આમ વાયુથી, શુક્ર હોય તો તરશ અને મુખમાં શોશ પડવાથી, સની હોય તો ભુખથી અને એક કરતાં વધારે ગ્રહો હોય તો સબળાના થોડા કે ઘણા ભાવથી મૃત્યુ થાય.

આઠમું ભુવન ચર રાશીનું હોય તો પરદેશમાં મૃત્યુ થાય, સ્થીર રાશીનું હોય તો સ્વદેશમાં મૃત્યુ થાય, અને દ્વી સ્વભાવ રાશીનું હોય તો અધવચ માર્ગમાં મૃત્યુ થાય.

# અગીઆરમો વિભાગ.

---

## ગ્રહોના ફળ પ્રત્યેક ભુવન ઉપરથી.

### સુર્ય

**પહેલા ભુવનમાં**—પુત્ર કે સ્ત્રીનું સુખ નહિ. નાનપણમાં દુઃખી.

**બીજા ભુવનમાં**—પુત્રોનું સુખ, શરીર રૂપ, અને સાંસુ, ધનવાન, આંખો લાલ, પરદેશમાં વાસ, ગુસ્સાવાળો.

**ત્રીજા ભુવનમાં**—ભાઇઓનો નાશ, સ્ત્રી અને પુત્રનું સુખ, બુદ્ધિવાન, શરીર સારૂં.

**ચોથા ભુવનમાં**—જ્ઞાની કુટુંબ સહીત આનંદી વિદ્વાન, ધનવાન; શુરવીર; વીજયવાન; રાજ્ય સાથે કરનાર; અને હાથમાં તરવાર આદિ શસ્ત્ર પકડનાર

**પાંચમા ભુવનમાં**—પુત્રનો વિયોગ; ધર્મ કાર્યમાં પ્રેમ થોડો; શરીર રોગી; સભામાં સારૂં ભાષણ કરે તેવો વક્તા, ઝીણી બુધ્ધિવાળો; બળવાન; વિદ્વાન; અનેક તર્ક વિતર્ક કરે તેવો.

**છઠ્ઠા ભુવનમાં**—શરીર દુબળુ, બુધ્ધિવાન, સુંદર, ધર્મવાન, યશવાન.

**સાતમા ભુવનમાં**—વ્યભીચારી, અહંકારી; કૃપણ; સ્ત્રીનો વિયોગી.

**આઠમા ભુવનમાં**—લાંબુ શરીર; દુઃખી; હલકી નોકરી કરનારો; દ્રવ્યની તંગી.

**નવમા ભુવનમાં**—ધનવાન; યશવાન; આબરૂદાર.

**દસમા ભુવનમાં**—ઘણો સુખી; ઘણો આહાર; ગર્વિષ્ટ; સાધુ થાય.

**અગીઆરમા ભુવનમાં**—રાજાનો માનીતો; લક્ષ્મીવાળો.

**બારમા ભુવનમાં**—દયાળુ; બુધ્ધિવાન; આંખનો રોગી; દુઃખી.

## ચંદ્ર.

**પહેલા ભુવનમાં**—રૂપાળો, સ્ત્રીથી હેત રાખનાર, ધનવાન કળી ન શકાય તેવો, દુષ્ટ બુધ્ધી, મુસાફરી કરનાર.

**બીજા ભુવનમાં**—કુટુંબના સુખવાળો, વંશ વૃધ્ધિ વાળો, આઠમે વરસે પથર કે નખથી પીડા અને ઘાત.

**ત્રીજા ભુવનમાં**--ભાગ્યશાળી, પહેલી અવસ્થા ધનવાન, મધ્ય અવસ્થા દુઃખી. છેલ્લી અવસ્થા સુખી.

**ચોથા ભુવનમાં**--શરીર સુખી, માતાના સુખવાળો.

**પાંચમા ભુવનમાં**—રાજા જેવો, પૈસા પાત્ર, પુત્રીઓ વધારે, પ્રધાન, પરદેશમાં જીવીકા.

**છઠ્ઠા ભુવનમાં**—શત્રુ ઘણા, કફનો રોગ, ધાતુક્ષય, અલ્પાયુષી, દરિદ્રી.

**સાતમા સ્થાનમાં**--સારી સ્ત્રીવાળો, ઘણો કામી, વ્યભીચારી, એક વચની, વાદ કરનાર.

**આઠમા ભુવનમાં**—રોગી, આઠમે વર્ષે ઘાત, મૃત્યુ સરખી ઘાત એક વખત ભોગવે.

**નવમા ભુવનમાં**—સુખી, ભાગ્યશાળી.

**દસમા ભુવનમાં**—પશુથી આજીવિકા વાળો, પુત્રીઓવાળો, સ્ત્રી કુટુંબનું સુખ, ધર્મપર પ્રેમ થોડો.

**અગીઆરમા સ્થાનમાં**—ધનવાન, સુખી.

**બારમા સ્થાનમાં**—પોતાનું સુખ થોડું, ન્યાયી, રાજ્યથી માન.

## મંગળ.

**પહેલા ભુવનમાં**--એક સ્ત્રીનું મૃત્યુ થાય, સ્ત્રીનું સુખ થોડું, નેત્રમાં વિકળતા, પગને પીડા.

**બીજા ભુવનમાં**—કુટુંબ સુખ થોડું, ધન પ્રાપ્તી ધીમે ધીમે.

**ત્રીજા ભુવનમાં**—કુટુંબ સુખ થોડું, પરદેશમાં માનપાન, ભાઇ બેનના સુખનો નાશ.

**ચોથા ભુવનમાં**--જન્મથી ચોથે માસે માતાને પીડા, રાજાના ભયવાળો.

**પાંચમા ભુવનમાં**--પીતાના ધનનો નાશ, જઠરાગ્નો ઘણી તેજ, બુભુક્ષિત.

**છઠ્ઠા ભુવનમાં**--શત્રુનો નાશ, મોસાળ પક્ષનો નાશ, શરીરે પીડા.

**સાતમા ભુવનમાં**--સ્ત્રીનો નાશ, સ્ત્રી:પુત્રનું સુખ થોડું, કમરમાં દરદ રહ્યા કરે.

**આઠમા ભુવનમાં**--હરસ રોગની પીડા, ઘરમાં કલેશ, ચીંતા ઘણી, ધન અને કુટુંબનું દુઃખ.

**નવમા ભુવનમાં**—ભાગ્યશાળી માતાનું સુખ, ભાઈ સુખનો નાશ, ધર્મવાન, બુદ્ધિવાન.

**દશમા ભુવનમાં**--પરાક્રમી, સર્વ સિદ્ધી, જન્મથી ચોથે વરસે પીડા.

**અગીઆરમા ભુવનમાં**--લાંબુ આયુશ, વૃદ્ધાવસ્થા સુખી, ગર્ભ પતન.

**બારમા ભુવનમાં**—પીતાનું સુખ થોડું, માતાનું સુખ, શત્રુનો નાશ, સ્નેહી ઘણા.

## બુધ.

**પહેલા ભુવનમાં**--વેપારી, દર દાગીનાવાળો, જીવ ઉદાર, નીરોગી, ગર્વ વગરનો.

**બીજા ભુવનમાં**--ઘણું સુખ, બળવાન, ભાગ્યશાળી.

**ત્રીજા ભુવનમાં**--ભાઇ બાંહુનું સુખ, વેપારી, શાણો, યાત્રા કરે.

**ચોથા ભુવનમાં**—માતાનું સુખ ઘણું, રાજ્ય સુખ, ધનવાન, પીતાના ધનથી સુખી, કાંતીવાન.

**પાંચમા ભુવનમાં**—ઘણી પુત્રીવાળો, ચાર પુત્રી પછી પુત્ર થાય, યશવાન, સમૃધ્ધીવાન.

**છઠ્ઠાભુવનમાં**—મોસાળનું સુખ, શત્રુ ઘણા, કજીયાખોર.

**સાતમા ભુવનમાં**--રૂપાળી સ્ત્રી, શરીર સુખી, દીર્ઘાયુષી, સર્વ પ્રકારે સુખ.

**આઠમા ભુવનમાં**--રાજ્યની નોકરી, પરદેશમાં લાભ.

**નવમા ભુવનમાં**—ઘણો સુખી, ભાગ્યશાળી, પરદેશગમન કરે, રાજાથી માન.

**દશમા ભુવનમાં**—પીતાથી અધીક ભાગ્યશાળી, રાજ્યથી માન, પ્રતિષ્ઠિત, પીતાનું સુખ.

**અગીઆરમા ભુવનમાં**—ભાગ્યવંત, ઘણો લાભ, પુત્રનું સુખ.

**બારમા ભુવનમાં**--છાતીની પીડા, વાયુની પીડા, ખરચ ઘણું રાખે.

## ગુરૂ.

**પહેલા ભુવનમાં**—સ્ત્રીનું સુખ ઘણું, ભાગ્યશાળી, ધનવાન, સારે માર્ગે ધન ખરચે.

**બીજા ભુવનમાં**—ધનનો સુખી, પીતાના ધનનો નાશ થાય, વડિલ ઉપાર્જીત મીલકત મળે, ઉદ્યમ વિના બેસી રહે.

**ત્રીજા ભુવનમાં**—ભાઇ ભાંડુનું સુખ, ભાગ્યશાળી, ધનવાન.

**ચોથા ભુવનમાં**--માતા પીતાનું સુખ, વાહનનું સુખ, દ્રવ્યનું સુખ, સગા સ્નેહીનું સુખ, યશ પ્રાપ્તી.

**પાંચમા ભુવનમાં**--સંતાનનું સુખ ઘણું, પાંચ પુત્રો થાય, ધનવાન, વિદ્વાન.

**છઠ્ઠા ભુવનમાં**—શત્રુનો વધારો, દ્રવ્યનો નાશ, સ્થાનકનો નાશ, ક્રોધી સ્વભાવ, માતાની પીડા.

**સાતમા ભુવનમાં**—રૂપાળી સ્ત્રી, દ્રવ્યવાન, લોભી, ભાગ્યશાળી, કામ વૃત્તિ થોડી.

**આઠમા ભુવનમાં**—આઠમે વર્ષે ઘાત, રાજાનો ભય, વ્યભીચારી, ધનનો નાશ.

**નવમા ભુવનમાં**—ધર્મવાન, રાજા જેવી સમૃદ્ધીવાળો, શાસ્ત્રો ઉપર પ્રેમ, શાસ્ત્રને જાણનાર, નીયમીત ચાલનાર, પીતા સુખી.

**દસમા ભુવનમાં**—કર્મ સિદ્ધિવાન, રાજાથી માન, પુત્ર સ્ત્રીનું સુખ, વૈભવી, ઘર સારૂં.

**અગીઆરમા ભુવનમાં**—ઘણું આયુષ, પુત્ર સ્ત્રી અને દ્રવ્યનું સુખ, વ્યાધી વગરનો, મીત્રનું સુખ.

**બારમા ભુવનમાં**—સારે માર્ગે ધન ખરચ કરે, શત્રુ ઘણા, દુઃખી.

શુક્ર.

પહેલા સ્થાનમાં—સુખી, પરાક્રમી, વૈભવી.

બીજા સ્થાનમાં—દ્રવ્યનું સુખ, કુટુંબનું સુખ.

ત્રીજા સ્થાનમાં—ભાઈ ભાંડુનું સુખ, પોતા પછીનું ભાંડરૂ કાને બહેરૂં થાય.

ચોથા સ્થાનમાં—માતાનું સુખ, ધર્મ કર્મવાન, જાનવરથી સુખ.

પાંચમા સ્થાનમાં—પુત્ર થોડા પુત્રીઓ ઘણી, એક પુત્ર ધનવાન, બુદ્ધી તુચ્છ.

છઠ્ઠા સ્થાનમાં—મોસાળનું સુખ, ભાગ્યવાન, શત્રુ ઘણા.

સાતમા સ્થાનમાં—સારી સ્ત્રી, પહેલો પુત્ર, દ્રવ્યનું સુખ, પારકા આશ્રયથી જીવનાર.

આઠમા સ્થાનમાં—વ્યાધીવાળો, સાધુ સમાગમી, કષ્ટવાળો.

નવમા સ્થાનમાં—લાંબુ આયુષ્ય, દ્રવ્યવાન, યશ-વાન, સુખી, શત્રુને જીતનાર, કુળ ધર્મ પાળનાર.

દસમા સ્થાનમાં—ભાગ્યશાળી, ચડતી કળાવાળો

પરદેશમાં સુખી, સ્વદેશમાં થોડું સુખ, રાજાનું માન, શુભ માર્ગે ધન ખરચે.

અગીઆરમા સ્થાનમાં—લાંબુ આયુશ, ધર્મ પ્રેમી, અધિકારી, ગ્નાતી અગ્રેસર થાય.

બારમા સ્થાનમાં—શુભ માર્ગે ધન ખરચે, પીતાને સદ્ મતી આપનાર, જુવાન પુત્ર ગુજરી જાય.

## શનિ

પહેલા ભુવનમાં—ત્રીજે વરશે શરીર પીડા, ધન અને મીત્રનો નાશ.

બીજા ભુવનમાં—ધનનો નાશ, કુટુંબ સાથે કુણબનાવટ, તેરમે વરશે પથ્થરથી ઘાત.

ત્રીજા ભુવનમાં—ઘણો પરાક્રમી, બળવાન, ભંડારનું સુખ.

ચોથા ભુવનમાં—શરીરે પીડા, માતાનું સુખ થોડું.

પાંચમાં ભુવનમાં—પુત્ર અને કુટુંબનો નાશ, ધનનો નાશ, નીરોગી.

છઠ્ઠા ભુવનમાં—શત્રુનો નાશ, મોશાળ સુખનો નાશ, નેત્રમાં પીડા.

**સાતમા ભુવનમાં**—સ્ત્રી રોગીષ્ટ, પાંડુ રોગ વાળો.

**આઠમા ભુવનમાં**—ચોરીનો ભય, પથ્થર વાગે, રાજ્યથી ધનની હાની.

**નવમા ભુવનમાં**—મ્લેચ્છથી ભાગ્યો દય થાય, બંધુ સુખ થોડું, પરાક્રમી, પરદેશમાં માન

**દસમા ભુવનમાં**—પીતા સુખનો નાશ માતાનું સુખ ઘણું, ભાગ્યશાળી, પરાક્રમી.

**અગીઆરમા ભુવનમાં**—વડપણમાં પુત્રનું સુખ, સર્વ સુખનો લાભ.

**બારમા ભુવનમાં**—ખોટે રસ્તે ધનની હાની, હમેશ ધનનું ખરચ, કામી પુત્રથી કલેશ.

## રાહુ

**પહેલા ભુવનમાં**—શરીરે સુખ થોડું, વાયુ પીડા, ક્રોધી, રીસાળ, લોહી વિકાર.

**બીજા ભુવનમાં**—કુટુંબનું દુઃખ, જળ કે પથ્થરથી ઘાત, આઠમે વર્ષે શરીરે પીડા.

**ત્રીજા ભુવનમાં**—રવ પરાક્રમી, પુત્રનું સુખ, ઝંડવે જન્મેલો હોય.

**ચોથા ભુવનમાં**—માતાના સુખનો નાશ, મ્લેચ્છથી

ભાગ્યોદય, શુભ રોગથી પીડાતો.

**પાંચમા ભુવનમાં**—એક પુત્રનું સુખ, ભાગ્યશાળી, અધિકારી, યશવાન.

**છઠ્ઠા ભુવનમાં**—શત્રુ વિનાનો, ધનની હાની. લાભથી ખર્ચ ચાર ઘણું વધારે.

**સાતમા ભુવનમાં**—કામ વૃત્તિ ઘણી, સારૂં ભાષણ કરનાર, રાહુ મહાદશામાં સ્ત્રીનું મરણ.

**આઠમા ભુવનમાં**—વંશ વૃદ્ધિ થાય નહિ, દુઃખી, વાયુ પીડા, નીચ કર્મ કરનારો થાય.

**નવમા ભુવનમાં**—સારી સ્ત્રીનું સુખ, પુત્ર ધન હરણ કરી જાય.

**દસમા ભુવનમાં**—છેલ્લી અવસ્થા સુખી, માતા પીતાનું સુખ થોડું.

**અગીઆરમા ભુવનમાં**—ઘણું આયુશ, ધનવાન, અધીકારી, વાહનવાળો, નીશાખોર.

**બારમા ભુવનમાં**—મન આનંદી, રોગ શત્રુનો નાશ, ખોટે રસ્તે ધનનો નાશ, નેત્રની પીડા.

---

**પ્રસુતા ભુવનનું બારણું કઇ દિશામાં હોય તે જન્મ કુંડળીના લગ્ન ઉપરથી જાણવા વિશે.**

## દોહરા.

તુલા કર્ક કે મેશમાં જન્મ થયો નિરધાર,
અથવા વૃશ્ચિક કુંભમાં પૂર્વ દીશા ઘરબાર,
ધન મીથુન કન્યા અને જન્મ લગ્ન જો મીન,
તો તે ઘરનું દ્વાર મુખ ઉત્તર જ્યોતિષ ચિન્હ,
જન્મ લગ્ન જેનું વૃશ્વભ તેનું પશ્ચિમ દ્વાર,
મકર સિંહ જો હોય તો દક્ષિણ દ્વાર વિચાર.

જન્મ કાળે જે રાશીનું લગ્ન હોય તે રાશી ઉપરથી જે ઘરમાં બાળકનો જન્મ થયો હોય તે ઘરનું બારણું કઇ દિશામાં છે તે જાણુવાની સમજણ એવી છે કે જો જન્મકાળનું લગ્ન તુલા, કર્ક, મેશ, વૃશ્ચિક કે કુંભ રાશી માહેની કોઇ પણ એક રાશીનું હોય તો ઘરનું બારણું પુર્વ દિશા તરફ હોવું જોઇએ. ધન, મિથુન, કન્યા અને મીન રાશીનું જો લગ્ન હોય તો ઘરનું બારણું ઉત્તરદિશા તરફ હોવું જોઇએ, વૃશ્વભ રાશીનું લગ્ન હોય તો તે ઘરનું બારણું પશ્ચિમ દિશામાં હોવું જોઇએ. અને જો મકર કે સિંહ રાશીનું લગ્ન હોય તો તે ઘરનું બારણું દક્ષિણ દિશા તરફ હોવું જોઇએ.

### લેણદેણ જાણુવા વિશે.

અમુક માણુસને અમુક માણુસ સાથે પ્રીતિ, મેળાપ, કે લેણદેણ રહેશે કે નહિ તે જાણુવા માટે ૧૨ રાશીના

જુદા જુદા અક્ષરો ઉપરથી જનાવરના નામ પર તેના ૮ વર્ગ પાડેલા છે. આ નામમા જનાવરોમાં જેમને એક બીજા સાથે જન્મ વેર છે તે તે જનાવરોના નામ નીચે જે જે અક્ષરો લખેલા છે તે અક્ષરોથી શરૂ થતા નામવાળાં મનુષ્યોને એક બીજાની સાથે મેળાપ સારો ન રહે એમ સમજવું.

આ જન્મ વેરના અક્ષરો અને તેના ઉપરથી જનાવરનાં પાડેલાં જુદાં જુદાં નામ નીચે મુજબ છે.

છપ્પા.

પ્રથમ પંચ બીડાલ, દ્વીતિયને સીંહ પ્રમાણો,
તે પછી શ્વાન ને સર્પ ક્રમેથી નીશ્ચે જાણો.
મૂષક પંચમ વર્ણ, ય, ર,લ, વે, હરિણ ગણે છે,
મેષજ શ, ષા, સિં,હ, ભણેલા એમ ભણે છે.
વળી ગરૂડ ગણે છે જ્યોતિષે અક્ષર અ, ઇ, ઉ, જેહના,
કવી કૃષ્ણ કહે છે એ રીતે સઘળા અક્ષર એહના.

પ્રથમ પંચ એટલે કકાના પહેલા પાંચ અક્ષરો ક, ખ, ગ, ઘ, ઙ, એને બીડાલ એટલે બીલાડાની સંજ્ઞાના સમજવા. બીજા પાંચ અક્ષરો એટલે ચ, છ. જ, ઝ, ઞ એને સીંહની સંજ્ઞાના જાણવા. વળી ત્રીજા પાંચ અક્ષરો ટ,

ઢ, ડ, ઢ, ણુ ને કૂતરાની સંજ્ઞાના જાણુવા, ને પછીના પાંચ અક્ષરો ત, થ, દ, ધ, ન, તે સર્પની સંજ્ઞાના જાણુવા, તે પછીના પાંચ અક્ષર પ, ફ, બ, ભ, મ, ઉંદરની સંજ્ઞાના જાણુવા. તે પછી ય, ર, લ, અને વ, અક્ષરોને હરણુની સંજ્ઞાના જાણુવા. શ, ષ, સ, અને હ, એ ચાર અક્ષરોને ઘેટાની જાતના જાણુવા. બાકી રહેલા અ, ઇ અને ઉ અક્ષરોને ગરૂડ સંજ્ઞાના જાણુવા એ રીતે જુદા જુદા અક્ષરોને જુદા જુદા પ્રાણીઓની જાતીના જાણુવા.

હવે બીલાડાને અને ઉંદરને. સિંહ અને હરણુને, કૂતરાને અને ઘેટાને, સાપને અને ગરૂડને જન્મ વેર છે, એ મુજબ ગણુતાં તે તે જાનવરોના નામના અક્ષરોવાળાં મનુષ્યોને પણુ એક બીજા સાથે સારો મેળાપ રહે નહિ.

ક, ખ, ગ, ઘ, ઙ અક્ષરના નામ વાળાસાથે પ, ફ, બ, ભ, મ, અક્ષરના નામ વાળાને સારો મેળાપ ન રહે.

ચ, છ, જ, ઝ, ઞ, અક્ષરના નામ વાળા સાથે ય, ર, લ, વ, અક્ષરના નામ વાળાને સારો મેળાપ ન રહે.

ટ, ઠ, ડ, ઢ, ણુ અક્ષરના નામ વાળા સાથે શ, ષ, સ, હ, અક્ષરના નામ વાળાને સારો મેળાપ ન રહે.

ત, થ, દ, ધ, ન, અક્ષરના નામ વાળા સાથે અ, ઇ,

ક્ષ અક્ષરના નામ વાળાને સારો મેળાપ ન રહે.

એ મુજબ અમુક માણસને અમુક માણસ સાથે બનાવ રહેશે કે કેમ તે જોઈ લેવું.

## આખા વર્ષમાં ચાલતી પ્રત્યેક ગ્રહની દિન દશા જાણવા વિશે.

જે દિવસે પંચાંગમાં સ્વ રાશીનો કે નામ રાશીનો સુર્ય થાય તે દિવસથી શરૂ કરીને પહેલા ૨૦ દિવસ સુધી સુર્યની દિન દશા જાણવી પછી ત્રીજા સુર્યના ૧૦ દિવસ વિતે ત્યાં સુધી ચંદ્રની દિન દશા દિવસ ૫૦ ની જાણવી, તે પછી ચોથા સુર્યના ૮ દિવસ સુધી મંગળની દિન દશા દિવસ ૨૮ ની જાણવી, તે પછી છઠ્ઠા સુર્યના દિવસ ૪ સુધી બુધની દિન દશા દિવસ ૫૬ ની જાણવી, તે પછી સાતમા સુર્યના ૧૦ દિવસ સુધી શનીની દશા દિવસ ૩૬ ની જાણવી તે પછી નવમા સુર્યના ૮ દિવસ સુધી ગુરૂની દિન દશા દિવસ ૫૮ ની જાણવી તે પછી દસમા સુર્યના દિવસ ૨૦ સુધી રાહુની દિન દશા દિવસ ૪૨ ની જાણવી તે પછી બારમો સુર્ય સંપૂર્ણ થાય ત્યાં સુધી શુક્રની દિન દશા દિવસ ૭૦ ની જાણવી. એ રીતે આખા વર્ષમાં ચાલતી દિન દશાઓ જાણવી.

---

# બારમો વિભાગ.

## જન્મ કુંડળી કેમ તૈયાર કરવી તેની સમજણ.

જે દિવસ બાળકનો પ્રસવ થાય તે દિવસ અને પ્રસવના સમયનાં ઘડી પળ પ્રથમ નકી કરવાં. પછી તે વરસનું પંચાંગ લઇ પ્રસવના સમયનું દીનીયું નક્ષત્ર, તે સમયનાં યોગ, કરણ, સુર્યોદય, ચંદ્રની રાશી અને દિનમાન વિગેરે જોઇ લઇ એક કાગળપર લખી લેવું. ત્યાર પછી જે દિવસે બાળકનો પ્રસવ થયો હોય તે દિવસે આકાશમાં ગૃહોની સ્થિતિ કેવી છે તે પંચાંગમાં આપેલી પુર્ણીમા અગર અમાસની કુંડળી જોઈને નકી કરવું. એ કુંડળીના સમય પછી જેટલા વખતે બાળકનો પ્રસવ થાય તેટલા વખત સુધીમાં કોઇ ગ્રહ એક રાશીમાંથી બીજી રાશીમાં ગયો છે કે નહિ તે પંચાંગમાં જોવાથી જાણી શકાય છે તે તે મુજબ જોઇ નકી કરવું.

એ રીતે નકી કરેલી ગૃહોની સ્થિતિ દેખાડનારી કુંડળી ઉપરથી પ્રસવ થવાના દિવસની પ્રભાતે ગૃહોની જે સ્થિતિ હોય તે જાણી શકાય છે. હવે એ રીતે નકી કરેલી

કુંડળીમાં પ્રસવ કાળે કયું લગ્ન હતું તે જાણવા માટે લગ્ન પત્રામાં જોઇ ( લગ્ન પત્રું દરેક સારા પંચાંગમાં આપવામાં આવે છે અને તે પત્રા ઉપરથી લગ્ન શી રીતે માંડવું તે પણ તેમાં સમજણ પાડી હોય છે ) નકી કરવું અને જે લગ્ન આવે તે મુજબ કુંડળી માંડવી એટલે જન્મ કુંડળી તૈયાર થઇ.

દ્રષ્ટાંત સંવત ૧૯૬૭ ના ચૈત્ર વદી ૩ ને રવીવારે દિવસના ૧૦ વાગતાં એક બાળકનો પ્રસવ થયો, તો તેની જન્મ કુંડળી કેવી રીતે તૈયાર કરવી.

પંચાંગમાં જોતાં આપણે જાણી શકીએ છીએ કે તે દિવસે ૧૦ વાગતાં એટલે સુર્યોદય પછી કલાક ૪ અને મીનીટ ૧૭ ( તે દીવશે પંચાંગમાં જોતાં જણાશે કે સુર્યોદયનો વખત કલાક ૫ અને મીનીટ ૪૩ છે. એમાં કલાક ૪ અને મીનીટ ૧૭ ઉમેરીએ તો કલાક ૧૦ આવે) એ સમયે બાળકનો પ્રસવ થયો છે હવે અઢી ઘડીનો એક કલાક અને અઢી પળની એક મીનીટ એ હિસાબે ૪×૨ાા= ૧૦ ઘડી અને ૧૭×૨ાા=૪૨ાા પળ ( સાઠ વિપળની એક પળ પ્રમાણે સુર્યોદય પછી-૧૦ ઘડી ૪૨ પળ અને ૩૦

વિપળ એ સમય બાળકના પ્રસવનાં ઘડી પળ છે એ આ-પણે નક્કી કરી શકયા.

હવે ચૈત્ર વદી ૩ ને રવીવારે પંચાંગમાં જોતાં જ-ણાય છે કે ૪૫ ઘડી સુધી ૩ ત્રીજ તીથી છે. વળી તે દિવસે સુર્યોદયથી ઘડી ૧૫ અને પળ ૪૬ સુધી વિશાખા નક્ષત્ર છે એટલે પ્રસવ કાળે દિનીયું નક્ષત્ર વિશાખા છે. સીદ્ધીયોગ સુર્યોદયથી ઘડી ૩ અને પળ ૧૩ સુધીજ છે એટલે પ્રસવ સમયે સીદ્ધી યોગ વીતી ગયો છે પરંતુ તે પછીનો વ્યતિપાત યોગ છે. વણીજ કરણ ઘડી ૧૨ અને પળ ૩૮ સુધી છે એટલે પ્રસવ કાળે વણીજ કરણ છે. અને ચંદ્રમાવૃશ્ચિક રાશીમાં છે.

તેથી બાળકનો પ્રસવ સંવત ૧૯૬૭ ના ચૈત્ર વદી ૩ રવીવારે દિવસે ઘડી ૧૦ પળ ૪૨ વિપળ ૩૦ સમયે, વિશાખા નક્ષત્રમાં, વ્યતિપાત યોગમાં, વણીજ કરણમાં અને ચંદ્ર વૃશ્ચિક રાશીનો હતો તે વખતે થયો એમ આપણે કહી શકીએ.

હવે કુંડળી માંડવા માટે ચૈત્ર શુદ ૧૫ ની પ્રભાત સમયની કુંડળી નીચે આપી છે તેમાં કેટલો ફેરફાર થયો તે લગ્ન પત્રા પ્રમાણે સાથેજ દર્શાવ્યો છે.

## ચૈત્ર શુદ ૧૫ ની કુંડળી.




ચૈત્ર વદી ૩ ની ઘડી ૧૦ પળ ૪૨ વિપળ
૩૦ સમયની કુંડળી લગ્ન આધારે.




ચૈત્ર શુદ ૧૫ ને દિવસ સવારમાં સુર્ય મીન રાશીમાં હતો પરંતુ તેજ દિવસે ઘડી ૨૮ અને પગ ૪૬ વખતે

બુધે મેષ રાશીમાં આવ્યો તેમજ મંગળ જે ૧૫ ને દિવસે સવારમાં મકર રાશીમાં હતો તે તેજ દિવસે ઘડી ૨૪ અને પળ ૧૬ પછી કુંભ રાશીમાં આવ્યો, વળી ચંદ્ર જે ૧૫ ને દિવસે સવારમાં કન્યા રાશીમાં હતો તે પણ ફરીને વદ ૩ ને દિવસે વૃશ્ચિક રાશીમાં આવ્યો એટલે શુદ ૧૫ ની સવાર પછી આપણે જે સમયની કુંડળી કરીયે છીએ તે સમયે ૩ ગૃહો ફર્યા અને બાકીના તેની તેજ રાશીમાં રહ્યા. વળી વદ ૩ ને દિવસે સવારમાં ગૃહોની સ્થિતિ હતી તે કરતાં ઘડી ૧૦ પળ ૪૨ અને વિપળ ૩૦ સમયે લગ્ન પત્રા પ્રમાણે ગણીત કરતાં ઉપર દર્શાવ્યા પ્રમાણે આવી રહે છે. એટલે તે સમયે જે બાળકનો પ્રસવ થયો હોય તેની એ જન્મ કુંડળી થઇ એમ સમજવું.

# તેરમો વિભાગ.

## પરચુરણ.

**પનોતીની સમજણ:—**

દરેક મનુષ્યને પોતાની જન્મ રાશીથી ૪ કે ૮ મા ભુવનમાં શની આવે ત્યારથી તે પાછો ૩૦ માસે બદલાય ત્યાં સુધી અઢી વરસની નાની પનોતી બેસે છે.

દરેક મનુષ્યને પોતાની જન્મરાશીથી ૧૨ મા ભુવનમાં શની આવે ત્યારથી તે પાછો અઢી અઢી વરસે એક રાશી ફરતો ફરતો ૧ લા અને ૨ જા ભુવનમાં પસાર થઇ સાડાસાત વર્ષને અંતરે ૩ જા ભુવનમાં આવે ત્યાં સુધીના સાડાસાત વર્ષ સુધી માણુસને મોટી પનોતી બેસે છે, તેમાં પહેલાં અઢી વર્ષ સુધી એટલે જ્યારે શની બારમા ભુવનમાં હોય ત્યારે માથે પનોતી સમજવી બીજાઅઢી વરષ સુધી એટલે જ્યારે શની પહેલાભુવનમાં હોય ત્યારે છાતીએ પનોતી જાણુવી અને છેલ્લાં અઢી વર્ષ એટલે જ્યારે શની બીજા ભુવનમાં હોય ત્યારે પગે પનોતી જાણુવી. એ રીતે કુલ સાડાસાત વર્ષની મોટી પનોતી જાણુવી.

પનોતી કયે પાયે બેઠી અને તે શું ફળ આપે તેની સમજણ.

હવે જે દિવસે પનોતી બેશે એટલે કે જે દિવસે શની પોતાની રાશી બદલીને ઉપર જણાવેલા ભુવનોમાં આવે તે દિવસે પંચાંગમાં જોતાં ચંદ્રમા પોતાની જન્મ રાશીથી ૧-૬-૧૧ મા સ્થાનમાં હોય તો સોનાને પાયે પનોતી બેઠી એમ સમજવું, જો ૨-૫-૯ મા સ્થાનમાં હોય તો રૂપાને પાયે પનોતી બેઠી એમ સમજવું, જો ૩-૭-૧૦ મા સ્થાનમાં હોય તો ત્રાંબાને પાયે પનોતી બેઠી એમ સમજવું, અને જો ૪-૮-૧૨ મા સ્થાનમાં હોય તો લોઢાને પાયે પનોતી બેઠી એમ સમજવું.

રૂપાને તથા ત્રાંબાને પાયે પનોતી બેસે તે સારી જાણવી. અને સોનાને કે લોઢાને પાયે પનોતી બેસે તે નઠારી જાણવી. રૂપાને કે ત્રાંબાને પાયે પનોતી બેસે તેથી અનેક તરેહના લાભ થાય, અને જો સોનાને કે લોઢાને પાયે પનોતી બેસે તો ઘણી રીતે હાની પહોચાડે.

હરેક કોઈની રાશીએ માસ કે વર્ષ કેવી પનોતીએ બેઠું તે જાણવા માટે માસ કે વર્ષ જે દિવસે બેસે તે દિવસે ચંદ્રમા પોતાની રાશીથી કયા સ્થાનમાં છે તે પંચાંગમાં જોવું અને તેની ઉપર જણાવ્યા મુજબ પોતાની રાશીના સ્થાનથી તે કેટલામા સ્થાનમાં છે તેની ગણત્રી કરી પનોતી કયે પાયે બેઠી તે નકી કરવું.



**ખોવાયેલી કે ચોરાયેલી વસ્તુ પાછી ક્યારે મળશે અથવા મળશે કે નહિ તે જાણવા વિશે.**

જે દિવસે વસ્તુ ખોવાઇ કે ચોરાઇ હોય તે દિવસે અથવા જ્યારે ખોવાયા અથવા ચોરાયાની ખબર પડે તે તે દિવસે દીનીયું નક્ષત્ર કયું હતું તે પંચાંગમાંથી જોવું. અને તે પછી નીચે જણાવેલા કોઠામાં તે નક્ષત્ર શોધી કાઢીને તેની સામે લખેલા ખુલાશાથી જાણીતા થવું.

કઇ દિશામાં તે વસ્તુ ગઇ છે ક્યારે મળશે—

| પુર્વદિશા | દક્ષિણદિશા | પશ્ચિમદિશા | ઉત્તરદિશા |
|---|---|---|---|
| તુરત મળશે | ૩ દિવવમાં મળશે. | ૧ માસમાં મળશે | મળશે નહિ |
| રોહણી | મૃગશીર્ષ | આરદ્રા | પુનરવસુ |
| પુષ્ય | અશ્લેશા | મઘા | પુર્વાફાલ્ગુની |
| ઉત્તરાફાલ્ગુની | હસ્ત | ચીત્રા | સ્વાંતી |
| વીશાખા | અનુરાધા | જ્યેષ્ટા | મુળ |
| પુર્વાશાઢા | ઉતરાશાઢા | અભિજીત | શ્રવણ |
| ધનિષ્ટા | શતતારકા | પુર્વાભાદ્રપદ | ઉતરાભાદ્રપદ |
| રેવતી | અશ્વીની | ભરણી | કૃતિકા |

**અમુક સ્ત્રીને ગર્ભ ક્યારે રહેશે તે જાણવાનું ગણીતઃ**

સ્ત્રીની જન્મ રાશીથી ચંદ્ર અનુપચય સ્થાનમાં 'એટલે

૧-૨-૪-૫-૭-૯-૧૨ મા સ્થાનમાં હોય અને તે ચંદ્ર ઉપર મંગળની દ્રષ્ટિ હોય એ વખતે થયેલું રજો દર્શન ગર્ભ ધારણ કરે.

## દ્રષ્ટાંત.

એક સ્ત્રીનું નામ રેવા એટલે તુળા રાશીનું છે તેને રજો દર્શનને દિવસે મકરનો ચંદ્ર એટલે તુળ રાશીથી ૪ થો ચંદ્ર છે અને એ વખતે પંચાંગમાં કર્ક રાશીનો મંગળ છે એટલે એ મંગળ મકર રાશીના ચંદ્રને સંપુર્ણ દેખે છે એટલે એ સમયનું રજો દર્શન અવશ્ય ગર્ભ ધારણ કરે.

**અમુક ગર્ભીણી સ્ત્રીને** પુત્ર કે પુત્રીનો પ્રસવ થશે તે જાણવા વિશે—

ચાલીસના આંકમાં ગર્ભીણી સ્ત્રીના નામના અક્ષર ઉમેરવા તેમાં જે તીથીએ પ્રશ્ન પુછયો હોય એ તીથીનો અંક અને તેમાં ૬ ઉમેરવા એ બધાનો જે સરવાળો આવે તેમાંથી ૧ બાદ કરવો અને બાકી રહે તેને ૯ ના અંકથી ભાગવા જો શેશ બેકી આવેતો પુત્રી અને એકી આવેતો પુત્ર થાય એમ જાણવું. ચાલતી તીથી વાર નક્ષત્ર એ આંકડાને એકત્ર કરી ૭ થી ભાગવા જો શેશ ૧-૩-૫ બાકી વધેતો કન્યા અને ૨-૪-૬ વધેતો પુત્રનો પ્રસવ થાય એમ જાણવું.

પંચક ની સમજણ.

જે વખતે ચંદ્ર કુંભ રાશીમાં પ્રવેશ કરે ત્યાંથી મીન રાશી પુરી કરીને મેશ રાશીમાં પ્રવેશ કરે ત્યાં સુધી એટલે જ્યાં સુધી કુંભ અને મીન રાશીનો ચંદ્ર રહે તેટલા વખત સુધીના વિવસોને પંચક કહે છે. આવા પંચકના દિવસોમાં કોઇ પણ અશુભ કામ નહિ કરવું અને કરીએ તો હાની પહોંચે એમ જ્યોતિષ શાસ્ત્રીઓ કહે છે. ખાસ કરીને પંચકમાં દક્ષિણ દિશામાં જવું નહિ, ઘરનું ગીરો વીગેરે ખત કરવું નહિ, મુડદું બાળવું નહિ, અથવા બાળવું તો પંચકની વીધી કર્યા પછી બાળવું લાકડાં ઘાસ વિગેરેનો સંગ્રહ કરવો નહિ અને બીજાં જે જે કામો અશુભ કામો ગણાતાં હોય તે પંચકમાં કરવાં નહિ.

---

## નક્ષત્રોને લાયક કરવાનાં શુભ કાર્યો.

બધાં મળી એકંદર સતાવીસ નક્ષત્રો છે. અને તે દરેક નક્ષત્રના સંબંધમાં જ્યોતીષ શાસ્ત્રકારો શુભ કાર્યોના મુહુર્ત ઠરાવી ગયા છે. એટલે કે અમુક નક્ષત્ર ચાલતું હોય, તો તે અરસામાં અમુક શુભ કાર્ય કરવાનું તે નત્રક્ષના ગુણ ઉપરથી ઠરાવેલું હોવાથી હીંદુઓ તેને અનુસરીને વર્તે છે. દરેક શુભ કાર્યનો આરંભ કરતી વેળાએ તેમાં ફાયદો અથવા યશ પ્રાપ્તીની આશાથી મુહુર્ત જોવામાં આવે છે.

મુહુર્ત જોવાના સંબંધમાં તેમ છતાં એક સામાન્ય નીયમ એવો બાંધ્યો છે કે, જે દીવસે ગ્રહણ થવાનું હોય તેની ચાર દીવસ આગમચ તથા ગ્રહણ થયા પછી જો તે પા ભાગ થયું હોય તો ત્રણ દીન, અને જો અર્ધ થયું હોય તો ચાર દીન, જો પોણું થયું હોય તો છ દીવસ, અને આખું અથવા ખગ્રાસ ઘેરાયું હોય તો આઠ દીવસ સુધી કંઈ પણ શુભ કાર્યનો આરંભ કરવો નહી. દરેક નક્ષત્રોમાં જે જે શુભ કાર્ય આદરવાનાં તેનું બ્યાન નીચે કર્યું છેઃ–

**અશ્વિની**—એ નક્ષત્ર વર વહુને પ્રથમ ઘેર બોલાવવા માટે તેમજ નવી ઇમારતોનો પાયો વગેરે નાખવા માટે શુભ છે. પણ રાજા અથવા અમીર ઉમરાવ જેવા મોટા માણસોની પ્રથમ મુલાકાત કે ઓળખાણ કરવાને માટે, નવા ચાકર સારૂ, નવા પોશાક સારૂ, પ્રથમ વેપારના અર્થે કંઇ ક્રય વીક્રયના કામ માટે, નવી દુકાન કરવાને, નવી ખેતીવાડી સારૂ, અથવા વહાણની સફર અર્થે તે અનુકુળ નથી. એટલે કે તેમાં તે નીષેધ કરેલાં કાર્યો કરે તો કરનારને હાની પહોંચે.

**ભરણી**—એ નક્ષત્રમાં કોઇની પણ સાથે નવી મુલાકાત કે ઓળખાણ પીછાણ કરવી ફાયદાકારક છે, પણ નવા પોશાકના સંબંધમાં તથા નવો ચાકર રાખવામાં તે નક્ષત્ર નુકશાનકારક છે.

**કૃત્તિકા**—આ નક્ષત્ર દરેક કામ માટે શુભ અને લાભકારક છે.

**રોહીણી**—આ નક્ષત્ર શત્રુ સંગ્રામના અર્થે, નવું ઘર બાંધવાને કે નવીન ઘરનું વાસ્તુ કરવાને માટે તેમજ શ્રીમંત, લગ્ન વગેરે કાર્ય માટે શુભ અને સુખદાયક છે, પણ અન્યના સંબંધમાં હાનીકારક ગણાય છે.

**મૃગશીર્ષ**—આ નક્ષત્રમાં જે કાર્ય આદરે તે નીરવીઘ્ને સફળ થાય.

**આરદ્રા, પુનર્વસુ, મઘા, પુર્વા ફાલ્ગુની, હસ્ત, સ્વાતી, અનુરાધા, મુળ, ધનિષ્ટા, પુર્વા ભાદ્રપદ અને રેવતી**—આ બધાં નક્ષત્રના દીવસે દરેક નવું કામ કરે, તો જશ સહીત લાભની પ્રાપ્તી થાય.

**પુષ્ય, ઉત્તરા ફાલ્ગુની, ચિત્રા, વિશાખા, જેષ્ટા, ઉતરાષાઢા, શ્રવણ અને શતતારકા**—આ નક્ષત્રો દરેક શુભ કાર્ય માટે મધ્યમ ગણેલાં છે અને તેથી તેમની અંદર તે કરવા ઈષ્ટ નથી. તેમ છતાં જ્યોતીષ શાસ્ત્રીઓ પુષ્પ નક્ષત્રે દરેક શુભ કાર્યના સંબંધમાં જો કે અનુકુળ અને ઉત્તમ ગણે છે. તેમ છતાં તે નક્ષત્ર જાતે નપુંશક હોવાથી લગ્ન કરવા માટે તેને પ્રતીકુળ જણાવે છે.

**અશ્લેષા**—આ નક્ષત્ર બાળકોને પ્રથમ નીશાળે બેસાડવા માટે ઉત્તમ અને શુભ છે.

અશ્વિની, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, ઉત્તરાષાઢા, ધનિષ્ટા, ઉત્તરાભાદ્રપદ અને રેવતી-એ નક્ષત્રોમાંથી હરેક નક્ષત્ર, અને સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એમાંનો હરેક વાર આવે, તો તે દીવસે શુભ ચોઘડયામાં વહુ વરની સગાઇ-સંબંધ કરે તે સારો ગણાય.

અશ્વિની. હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, ધનિષ્ટા અને રેવતી-આ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્રના દીવસે મંગળ, ગુરૂ અને રવી એમાંનો ગમે તે વાર હોય, તો તે દીવસે સારાં ચોઘડયામાં નવાં કપડા, સોના રૂપાના નવીન અલંકારો, નવો ચુડો અને આભરણી વગેરે શુભ કામો કરવાં કહેલાં છે.

રોહીણી, મૃગશીર્ષ, મઘા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, સ્વાતી, અનુરાધા, મુળ, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી=એ નક્ષત્રોમાંથી ગમે તે એક નક્ષત્ર, અને માગશર, માહા, ફાલ્ગુન, વૈશાખ અને જેઠ એમાંનો હરેક મહીનો હોય તો તે દીવસે વેવિશાલ કરવાં ઇષ્ટ અને ઉત્તમ છે. પણ ગુરૂ અથવા શુક્રનો જેટલા દીવસનો અસ્ત હોય, તેટલા દીવસ સુધી લગ્ન કરવાને નિશેધ કર્યો છે. સીંહ રાશીનો ગુરૂ થાય તેને સીંહસ્થનું વર્ષ કહે છે, અને તેમાં લગ્ન કે તેવું કંઈ શુભ કામ કરવાને મના કરેલી છે.

**મૃગશીર્ષ, અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, મઘા, અભીજીત, હસ્ત, પુર્વાષાઢા અને અનુરાધા—એ** નક્ષત્રોમાંથી હરેક નક્ષત્રને દહાડે રવી, ગુરૂ, મંગળ એમાંનો ગમે તે વાર આવે, તો શ્રીમંતનો ખોળો ભરે. તેમ છતાં છઠા તથા આઠમા માસે, અને ચોથ, નોમ, ચૌદશ એટલી તીથીઓ તે શુભ કાર્યના સંબંધમાં વર્જીત કરવી એટલે તે દીવસે તે ક્રીયાઓ કરવા નહીં.

**અશ્વિની, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, હસ્ત, ચીત્રા, સ્વાતી, વિશાખા, મુળ, ધનિષ્ઠા અને રેવતી—આ** નક્ષત્રોમાંથી હરેક નક્ષત્રના દીવસે રવી, ગુરૂ અને મંગળ એમાંનો ગમે તે વાર આવે, તો તે દીવસે પુનર્વિવાહ, ઘરઘરણું અથવા નાતરૂં કરવું ઇષ્ટ એટલે શુભ છે.

મુહુર્તના સંબંધમાં વળી આ હકીકત ધ્યાનમાં રાખવાની છે કે જે નક્ષત્રોમાં જે શુભ કામ કરવાને ઉપર કહ્યું, તેમાં તે કરવાનાં છે. પણ પોતાની રાશીએ ઘાત ચંદ્રમા, તથા ૪ થો, ૮ મો અથવા ૧૨ મો ચંદ્રમા શુદમાં હોય તથા વીષ્ટી હોય, અગર વ્યતીપાત વૈધૃત મૃત્યુ યોગ કે યમઘંટ યોગ હોય, તો તે સઘળો દીવસ તજવો. વિષ્કંભ તથા વજ્ર યોગની પેહેલી સાત ઘડી શુળ યોગની ૭ ઘડી, અતીગંડ યોગની પેહેલી સાત ઘડી વ્યા-

ઘાત યોગની પેહેલી નવ ઘડી, તથા પરીઘ યોગની પેહેલી ત્રીસ ઘડી તજવી.

## મુહુરત માટેનાં શુભ નક્ષત્રો

નીચે દર્શાવેલાં નક્ષત્રો શુભ કાર્ય માટે કહેલાં છે-: રોહિણી, મૃગશીર્ષ, મઘા ઉત્તરાફાલ્ગુની હસ્ત, સ્વાતી, અનુરાધા, મુળ, ઉત્તરાશાઢા, ઉત્તરાભાદ્રપદ, અને રેવતી. ઉપલાં નક્ષત્રોમાંથી, ગમે તે નક્ષત્ર, અને માગશર, માહ, ફાલ્ગુન, વૈશાખ, અને જેષ્ટ એમાંનો ગમે તે માસ હોય તો તે દિવશે વિવાહ કરવાનું મુહૂર્ત અપાય છે. તેમ છતાં ગુરૂ અને શુક્રનો જેટલા દિવસનો અસ્ત હોય, તેટલા દિવસ લગ્નકાર્ય માટે નીષેધેલાં છે, એટલે તે દિવસોમાં લગ્ન કરવાની મનાઇ છે.

## સીંહનો બ્રહસ્પતી એટલે "સીંહસ્થનું વર્ષ."

જે વર્ષે સિંહનો બ્રહસ્પતી થાય, તેને હિંદુઓ સાધારણ રીતે "સીંહસ્થ વર્ષ" કહે છે. મુહુર્ત માર્તંડ, મુહુર્ત ચિંતામણી તેમજ મુહુર્તતત્વ જેવા જ્યોતિષી ગ્રંથોમાં એવું કહ્યું છે કે, સિંહસ્થ વર્ષમાં લગ્ન કે તેવું કંઇ શુભ કાર્ય કરવું નહી, તેમ છતાં પારસી જ્યોતિષીઓએ સિંહના બ્રહસ્પતીને ઉત્તમ ગણી તેમાં શુભ કામો કરવાનું સુચવ્યું છે પણ તેનું કારણ એ છે કે પારસીઓ

કોઈ પણ કામ માટે અમુક દિવસ શુભ કે અશુભ છે એમ માનતાજ નથી.

## બ્રહસ્પતી અને શુક્રનો અસ્ત

જે વખતે જે ગ્રહો આકાશમાં નહિ દેખાય, ત્યારે તે ગ્રહોનો અસ્ત થયો એમ કહે છે તે મુજબ બ્રહસ્પતિ અને શુક્રનો પણ અસ્ત થાય છે. તે અસ્ત ગણત્રીને અનુસરીને ચોક્સ સમયેજ થાય છે. માગશર, માહા, ફાલ્ગુન વૈશાખ અને જેષ્ટ મહિનાઓની વચ્ચે જો તેમનો અસ્ત હોય, તો તે અરસામાં લગ્ન કરવાં નીષેધ છે.

## જુદા જુદા યોગની શુભ કામોના સંબંધમા તંજવાની ઘડીઓ.

નીચે દર્શાવેલો સમય શુભ કામોમાં લેવો નહી:-

જે દિવસે વ્યતિપાત યોગ કે વધૃત યોગ હોય. તે આખો દિવસ વળી વિષ્કંભ તથા વજ્ર યોગની પેહેલી ત્રણ ઘડી શુળ યોગની પેહેલી છ ઘડી અતીગંડ યોગની પેહેલી સાત ઘડી. વ્યાઘાત યોગની પેહેલી નવ ઘડી. અને પરીઘ યોગની પેહેલી સાડત્રીસ ઘડી શુભ કાર્યો માટે તજવાને પાત્ર છે.



# શુકન તથા અપશુકન વીષેની સમજ.

વ્યવહારના અર્થે ઘરમાંથી બહાર નિકળતાં કે પ્રદેશ જતા, અથવા વરઘોડો કહાડતાં કે શત્રુ ઉપર ચઢાઇ કરવાને ગામ બહાર નિકળતાં જો નીચે દર્શાવેલા પદાર્થો વગેરે સામા મળે, તો તે શુકન થયાં એમ ગણાય છે:— બ્રાહ્મણ, ગાય, ફળ, ફુલ, દુધ, મોતી, માણેક, વેસ્યા, હાથી, છત્ર, ચમ્મર, ધુમાડા વિનાનો અગ્નિ, દારૂ, માંસ, માછલું, તલવાર, ઢાલ, બંદુક, કટાર, આરશી, કન્યા, હરણ નોળીયો, કળા ચઢાવેલો મોર, કેડે બાળકવાળી સુવાસણ સ્ત્રી, ગાતી બાયડીઓ, વાજાં, અને ધોયલાં વસ્ત્રોની ગાંસડી ઉંચકનારો ધોબી, આ ઉપરાંત શુકનના બીજા અસંખ્ય પદાર્થો છે.

પરંતુ નીચલા પદાર્થો અપશુકન તરીકે મનાય છે:— લાકડાં, ચામડું, ઘાસ, છોડ, ધુંધવાતો અગ્નિ, તેલ, ગોળ, વાંઝણી, શત્રુ, ટંટો કરનારાઓનું ટોળું, કપાળમાં ચાંલ્લો કરેલો નહી હોય એવી સુવાસણ સ્ત્રી, છાકટો, તેલના મર્દનવાળો, હીજડો, હલાલખોર, છાશ, કાદવ, ભીનાં કપડાં, જોગી, ગોસાંઇ, વેરાગી, ફકીર, સન્યાસી, સેવડો

વગેરે, આ બધા અપશુકનમાં ગણાય છે.

## સાતે વારના દીવસો ઉપર કઇ કઇ દીશા અને ખુણાઓમાં કાળ ફરે છે તે વીષે.

નીચે દર્શાવેલા વારો ઉપર તેનીજ સાથ જણાવેલા દિશા અને ખુણા ભણી મુસાફરી નહી કરવાનું એટલા માટે કહ્યું છે કે, તે દિશામાં "સામો કાળ" રહે છે. અને તેથી મુસાફરને જીવ કે મીલકતથી કંઇ ખમવું પડે છે:-

૧ રવિવારે ઉત્તર દિશા. ૨ સોમવારે વાવ્ય ખુણો. ૩ મંગળવારે પશ્ચિમ દિશા. ૪ બુધવારે નૈરૂત્ય ખુણો. ૫ ગુરૂવારે દક્ષિણ દિશા. ૬ શુક્રવારે અગ્નિ ખુણો. ૭ શનીવારે પૂર્વ દિશા.

તેમ છતાં ઇશાન ખુણે ગમે તે વારે જાય. જે વાર હોય, તેની પૂર્વ દિશાથી ગણવું, અને જ્યાં શનિ ત્યાં સોમવાર આવે.

કદાપી ઘણુાજ જરૂરીના કારણુ સારૂ નીષેધ કરેલી દિશાએ ગમન કરવાની ફરજ પડે તો તે વારનું પહેલું ચોઘડયું વિત્યા પછી જવું વળી તે દીવસે મધ્યાનકાળે એટલે બાર વાગે શુભ કાર્ય કરવું કે પ્રદેશના પંથે પડવું.

---

## હિંદુઓનાં જુદાં પ્રકારનાં વર્ષો અને તેમના વીષે સમજ.

---

હિંદુઓમાં શાહાલીવાહનનો અને વીક્રમાદીત્યનો એવા બે સંવતો ચાલે છે. વેપારી, ધંધદારી જેવા વ્યવહારી હિંદુઓ વીક્રમાદીત્યનો સંવત પાળે છે, અને કારતક શુદ પડવાના દિવસે તે બેસે છે. જોષી, ઉપાધ્યાય, પુરાણી જેવા બ્રાહ્મણ વર્ગના ધાર્મીક હિંદુઓ શાળીવાહનનાં વર્ષથી પોતાનું નવું વર્ષ ગણે છે, અને તે સંવત ચૈત્ર મહીનામાં નવો થાય છે. તે ઉપરાંત કાઠીયાવાડના હાલાર વીગેરે પ્રાંતના કેટલાક વેપારીઓનું નવું વર્ષ અષાઢ મહીનાથી શરૂ થાય છે આખી હિંદુ કોમ ચંદ્રની ગતી અથવા ચાલ ઉપર વર્ષની ગણત્રી કરીને, પાંચ વર્ષે બે અધિક માસ ગણીને સુર્યની ચાલ ઉપર તેને લાવી મુકે છે. જે ચાર પ્રકારનાં હિંદુઓનાં વર્ષ છે, તેમનું વર્ણન નીચે મુજબ છેઃ—

**૧ સૌર વર્ષ**—હિંદુ જ્યોતીષીઓની ગણુના પ્રમાણે સુર્ય મેષ રાશીમાંથી નીકળ્યા પછી બારે રાશીઓ ફરીને તેજ એટલે મેષ રાશીમાં આવે, તેને સૌર વર્ષ કહે છે. તેના ૩૬૫ા દીવસ, ૩૧ પળ અને ૩૦ વીપળ છે, અને તેની આખા વર્ષમાં ૩૭૧ા તીથી ભોગવાય છે.

**૨ સાવન વર્ષ**—બીજું સાવન વર્ષ ૩૬૦ દીવસનું છે. અને તે પણુ ઉપર કહ્યા પ્રમાણેનું છે.

**૩ ચાંદ્ર વર્ષ**—ચાંદ્ર વર્ષ ૩૫૪ દીવસ અને કાંઈક ઘડીનું છે, તેની ગણુત્રી ચૈત્ર શુદ ૧ થી ફાગણુ વદ ૩૦ સુધીના દીવસો ઉપરથી થાય છે, જે વર્ષમાં અધીક માસ હોય, તે વર્ષમાં તેના દીવસ ૩૮૪ થઈને ઉપર ઘડી આવેછે.

**૪ નક્ષત્ર વર્ષ**—અશ્વીના નક્ષત્રથી લઈ રેવની નક્ષત્ર પુરૂં થાય ત્યાં સુધી એક માસ ગણીને, તેવા બાર માસ પુરા થાય, તેને નક્ષત્ર વર્ષ કહે છે.

## હિંદુઓના દહાડા તથા તીથીઓની સમજણ.

હિંદુ મહીનામાં કોઈ માસ ૨૯ દીવસનો તો કોઈ ૩૦ દીવસનો થાય છે, અને તેની વધઘટ તીથીઓના

હીસાબ ઉપર રહે છે. જ્યારે કોઇ તીથી ૬૪ ઘડીથી વધીને વીશેષ થઇ પડે છે, ત્યારે તેના પ્રમાણમાં દીવસો વધે છે, પણ કોઇ વેળા તીથી ઘટીને ૬૦ થી ૫૪ ઘડી સુધી ઓછી થઇ જાય છે, ત્યારે બીજ ઉપર ત્રીજ એવી તીથીઓ આવે છે. એમ તીથી ઘટતાં ઘટતાં આખી તીથી જ્યારે બીજી એટલે આગલી તીથીઓમાં ભોગવાઇ જાય છે, ત્યારે તે તીથીનો ક્ષય થયેલો કહેવાય છે.

# ઉપસંહાર.



જ્યોતિષ પ્રેમી પ્રિય વાચક ! અત્રે આપણા પુસ્તકની સમાપ્તી થાય છે. જ્યોતિષ વિષયના પુસ્તકોનો માત્ર સાર સાર ગ્રહણ કરી આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે તેથી ઘણી બાબતો સ્થળ સંકોચને લીધે પડતી મુકવી પડી છે. છતાં જે જે ખાસ ઉપયોગી જણાઇ છે તે તો વાચકોની સમક્ષ સરલ ભાષામાં સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. થોડી મહેનતમાં અને તુરત યાદ રહી જાય તદ્ અર્થે છપ્પા દહોરા આદિ સાદી કવીતાઓમાં પાઠકગણ સમક્ષ તે રજુ કરવામાં આવી છે તેમજ તેના વિશેષ ખુલાસા માટે ગદ્યમાં ફરી સમજણ આપવામાં આવી છે.

જ્યોતિષ સત્વમાં સમાવેલા વિષયો સંબંધમાં આ સ્થળે એક ખાસ સુચના એ કરવાની છે કે નવમા વિભાગમાં જન્મકુંડળી સિવાયજ માત્ર ગૃહોની ચાલુ સ્થિતિ ઉપરથી પ્રશ્ન લગ્ન તૈયાર કરી તે મુજબ મનુષ્યોની સ્થિતિ અને સુખ દુઃખનો નિશ્ચય કરી શકાય એમ કહ્યું છે પરંતુ બનતાં સુધી જન્મકાળ ઉપરથીજ નકી કરેલી જન્મ કુંડળીનો આધાર રાખવો અને તે મુજબજ ગણીત કરવું એ વધારે ઉચિત છે કેમકે પ્રશ્ન લગ્ન ઉપરથી તૈયાર કરેલી પ્રશ્નોતરી દરેક

વખત સાચીજ પડે છે એમ કાંઈ નથી કોઇ કોઈ વાર તે ખોટી પણ પડે છે અને તેથી જ્યોતિષ ઉપરની આસ્થા ઓછી થઇ જાય છે તો બનતાં સુધી જન્મ સમય ઉપરથીજ જન્મ કુંડળી કરાવવી અને તેની બીલકુલ ખબર ન હોય તોજ પ્રશ્નોતરીનો આધાર લેવો.

છેવટમાં જ્યોતિષ વિષયના અભ્યાસીઓ અને તે વિષયમાં રસ લેનારા વાંચકો સમક્ષ આ પુસ્તક ખુલ્લું મુકતી વેળા તે તૈયાર કરતા પાછળ લીધેલો શ્રમ સફળ થયો માની તેની સમાપ્તી કરવામાં આવે છે.

કર્તા.

